# વસુ-વાણી

ભાગ ૧ લો



[ આધ્યાત્મિક વ્યાખ્યાન-સંગ્રહ : માટુંગા (મુંબઈ)
ચાતુર્માસ : સં. ૨૦૧૫ ]


વ્યાખ્યાતા :

હરિયાપુરી સ્થા. જૈન સંપ્રદાયનાં શાંતમૂર્તિ, શાંતસ્વભાવી
કેસરબાઈ સ્વામીનાં સુશિષ્યા વિદુષી, શાસનદીપક,

**મહાસતીજી શ્રી વસુમતીબાઈ સ્વામી**





સંપાદક :

**અમૃતલાલ સવચંદ ગોપાણી** M. A., Ph. D.

અર્ધમાગધીના પ્રાધ્યાપક-ભવન્સ કૉલેજ, ચોપાટી, મુંબઈ-૭



પ્રકાશક :

**ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ**

વિનોદ વિલા, પ્લોટ નં. ૨૮૬, નપ્પુ ગાર્ડન પાસે,
માટુંગા (જી. આઈ. પી) મુંબઈ-૧૯





મૂલ્ય રૂા. ૨-૫૦

આવૃત્તિ પહેલી : પ્રત ૨૦૦૦
ઈ. સ. ૧૯૬૧ : વીર સં. ૨૪૮૭
અક્ષયતૃતીયા, સં. ૨૦૧૭

---

મુદ્રક : સુરેશચંદ્ર પોપટલાલ પરીખ, ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ,
સલાપોસ રોડ-અમદાવાદ

---

## પુસ્તક મળવાનાં સ્થળો

શ્રી. વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ,
માટુંગા, મુંબઈ ૧૯

શ્રી. વાડીલાલ જેચંદભાઈ
સુરેન્દ્રનગર, સૌરાષ્ટ્ર

શ્રી. ઈશ્વરલાલ પુરુષોત્તમ
પારેખનો ખાંચો–શાહપુર, અમદાવાદ

શ્રી. ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ
વિનોદ વીલા, નપ્પુ ગાર્ડન પાસે,
માટુંગા–મુંબઈ ૧૯

---

## સંપાદકીય વક્તવ્ય

---

વિ. સં. ૨૦૧૫ માં માટુંગા મુકામે ચાતુર્માસ દરમિયાન સ્વર્ગસ્થ શ્રી સૂરજબાઈ મહાસતીજીનાં સુશિષ્યા શાંતસ્વભાવી કેસરબાઇ મહાસતીજીનાં શિષ્યા વિદુષી મહાસતીજી શ્રી વસુમતીબાઇએ જે વ્યાખ્યાનો આપ્યાં હતાં તેનો લગભગ અર્ધો ભાગ પ્રસ્તુત પુસ્તકમા સમાવિષ્ટ કરવામાં આવ્યો છે. પર્યુષણ પર્વમાં એમણે આપેલા વ્યાખ્યાનો વિશિષ્ટ પ્રસંગને અનુલક્ષીને અપાયેલાં હોઇ આમાં દર્જ કરવામા આવ્યા નથી. ચાતુર્માસ દરમિયાન અપાયેલાં બધાં જ વ્યાખ્યાનો એક જ પુસ્તકમાં સંગ્રહી પ્રગટ કરવા કે બે ભાગમાં બહાર પાડવા એ સવાલ મુખ્ય હતો. પ્રતિપાદ્ય વિષયનો સંબંધ તૂટે નહિ એ રીતે સુખશીલિયા યુગના વાચકોને પુસ્તક ઊંચકવું ભારે ન પડે એ હેતુથી બધાં જ વ્યાખ્યાનોને બે વિભાગમાં વિભક્ત કરી પુસ્તકાકારે પ્રકટ કરવાં એવો નિર્ણય લેવાયો. તદનુસાર, પ્રથમ ભાગ વાચકો સમક્ષ સાદર પેશ કરવામાં આવી રહ્યો છે. અનુકૂળતા મુજબ બીજો ભાગ પણ રજૂ કરવામા આવશે જ.

આખરે તો 'વાણીઓ'નું ઊગમસ્થાન ભગવાને અર્થરૂપે પ્રરૂપેલ અને ગણધરોએ સૂત્રરૂપે ગ્રથિત કરેલ આગમો જ છે. આગમમાં નથી

તે ક્યાંયે નથી. પરંતુ, સ્થળ-કાળના વૈવિધ્ય તથા વ્યાખ્યાતા અને શ્રોતાની વિલક્ષણુતાને કારણે ભગવાનના વક્તવ્યને જુદા જુદા લેબાસમાં અને જૂજવે રૂપે સમયે રજૂ કરવામાં આવ્યું છે. અલબત્ત, ભગવાનનું ભાખેલુ સોએ સો ટકા યથાર્થપણે શ્રોતા સમક્ષ ધરવું જોઇએ એ બાબતનો ખરમચો વ્યાખ્યાતાએ કે ઉપદેષ્ટાએ રાખવાનો રહે છે જ. અહીં જ, વ્યાખ્યાતાની કે ઉપદેષ્ટાની પૂરેપૂરી કસોટી છે. યુગે યુગે પલટાતી શ્રોતાવર્ગની માગને સંતોષવા જતાં કહેવાનું હોય કાંઈક અને કહેવાઇ જાય બીજું જ એવું તો નથી બની રહ્યું ને એની તકેદારી રાખવી અને મુખ્ય લક્ષ્યની દિશામાં જ વાક્પ્રવાહ વહાવવો એ ધારીએ છીએ તેટલું સહેલું કામ નથી. આ એક ભયસ્થાન છે. એ ભયસ્થાનને ટાળી પોતાનાં વ્યાખ્યાનોમાં ભગવાનના સિદ્ધાંતોને અને તત્ત્વોને ચુસ્તપણે વળગી રહી ઉપદેશ આપવાનો જે સ્તુત્ય પ્રયાસ મહાસતીજીએ કર્યો છે તે સહુ કોઇ માટે આદરણીય અને ઉદાહરણીય છે.

વર્તમાનમાં, સાધુ-સાધ્વીજીઓનાં વ્યાખ્યાનોના સંગ્રહો ઘણા બહાર પડી રહ્યા છે. જેમને એ વ્યાખ્યાનોને પ્રત્યક્ષ સાંભળવાનો મોકો નથી મળ્યો તેવાંઓ પણ વ્યાખ્યાનો વાંચી આધ્યાત્મિક લાભ ઉઠાવે એ એના પ્રકાશન પાછળનો પ્રશસ્ત હેતુ છે. ઉપરાંત, જૈન ધર્મ, જૈન દર્શન અને જૈન સંસ્કૃતિ વિષે જૈનેતર વર્ગ પણ જોઇતી માહિતી મેળવી જૈનત્વવિષયક સાચી જાણુ મેળવે એવો એક બીજો આનુષંગિક હેતુ પણ છે. જીવન ધમાલિયું બનતું જાય છે. સાચા જાણપણા માટે સીધા આગમો પાસે જવાની કોઇને ફુરસદ નથી અને ફુરસદ છે તો શક્તિ નથી. કાળ એવો પડતો આવી રહ્યો છે. એવે કપરે ટાણે સમજાવવાની વૈયક્તિક હથોટીઓ ધરાવનાર સાધુ-સાધ્વીજીઓનાં વ્યાખ્યાનોનુ પ્રકાશન જૈનો અને જૈનેતરો-બન્ને માટે એક આશીર્વાદ સમાન છે. વિવિધ પ્રકારની વિદ્વત્તા ધરાવનાર અને વિવિધ પ્રકારની પ્રતિપાદન શક્તિ ધરાવનાર સાધુ-સાધ્વીજીઓને હાથે જૈન ધર્મના

યથાર્થ જ્ઞાનના પ્રચાર અને પ્રસાર માટે કરાયેલ એ અમૂલ સેવા ગણાશે. આગમો મેળવવા મુશ્કેલ છે; એને સમજાવનારાં મેળવવાં એથી મુશ્કેલ છે; એને સમજનારાં મળવાં એથી પણ વિશેષ મુશ્કેલ છે. વસ્તુસ્થિતિ આવી છે ત્યાં આગમિક જ્ઞાનના વર્તુળમાં રહી અભિબોધેલું વ્યાખ્યાન ઘણું જ ઉપકારક નીવડવાની શકયતા છે. વ્યાખ્યાનોના પ્રકાશનને પૂરતો અવકાશ છે એની નોંધ જૈન સમાજ લ્યે. અલબત્ત, પ્રકાશિત થતાં વ્યાખ્યાનોમાં ગાંભીર્ય અને યથાર્થતા પૂરેપૂરાં સચવાયેલાં હોવાં જોઇએ જ.

મહાસતીજીનાં વ્યાખ્યાનોના આ સંગ્રહગ્રંથને "વસુ-વાણી" નામ આપવામાં આવ્યું છે. વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા માટે જ એમણે પહેલાં તો ઇનકારિયત કરી, તો પછી એમનું નામ જોડવા માટે તો એમણે કેટલી આનાકાની કરી હશે એ સહુ કોઇ સમજી જ જશે. છતાં ભક્ત શ્રાવકોના આગ્રહને વશ થઇ એમણે એમ કરવા દીધુ એ એમની ઉદારતા છે. જૈન ધર્મના તથારૂપનાં સાધુ કે સાધ્વીજીને ગ્રંથ સાથે પોતાનુ નામ જોડી લોકૈષણા કમાવાની જરાયે દરકાર ન હોય એ સર્વવિદિત છે. વ્યાખ્યાનો સાથે પોતાનુ નામ જોડવાની ભકતોની પ્રક્રિયાને મહાસતીજીએ તો અસંગ ભાવે નિહાળી છે.

આગમોમાં "રાયપસેણીય"નુ અનોખું સ્થાન છે. પ્રશ્નોત્તરી પાછળ ગહન તત્ત્વ રહેલું છે. "રાયપસેણીય"ના અંતરંગનું ઉદ્‌ઘાટન કરી મહાસતીએ વિશદતાથી એને સમજાવ્યું છે. એમનાં વ્યાખ્યાનો આબાલ વૃદ્ધ દરેક માટે છે. આત્મસુધાર થયે જ સમાજસુધાર થઇ શકશે એમ તેઓ માને છે.

એમનાં વ્યાખ્યાનો જેટલાં સરળ, જેટલાં નિરાડંબરી અને જેટલાં સુપચ બને તેટલું સારું એવી એમણે ચિવ્વટ રાખી છે. સીધાં-સાદાં, ઘરગથ્થુ શબ્દો અને ઉપમાનો યોજી, પ્રચલિત દાખલાઓ અને દૃષ્ટાંતો આપી એમણે એમનાં વ્યાખ્યાનો જેટલાં દ્યોતક અને જેટલાં

રોચક બને એટલાં બનાવ્યાં છે. વક્તવ્યાંશ હૃદયમાં સોંસરવો ઊતરી જાય એ રીતે એમણે છોડયો છે. અગત્ય જણાઇ ત્યાં ચીમકીઓ પણ આપી છે અને મીઠા તથા હળવા કટાક્ષો સુદ્ધાં ઉપકારભાવે કર્યા છે. આમજનતાની તંદ્રા, આલસ્ય અને સુષુપ્તિ ટાળવાનો એમણે ડગલે અને પગલે વ્યાખ્યાનોમાં પ્રયત્ન કર્યો છે. અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનો અને દુરાચારમાંથી સદાચાર તરફ વાળવાનો મહાસતીજીનો પ્રયાસ ભગીરથ છે એમ આપણને શબ્દે શબ્દે પ્રતીત થાય છે. ધર્મ માટેનો મહાસતીજીનો અહાલેક અત્ર, તત્ર અને સર્વત્ર ગ્રંથમા આપણને દૃષ્ટિગોચર થાય છે. મહાસતીજીનો ઋજુ સ્વભાવ અને પારદર્શક હૃદય આપણને અહીંઆં પણ જોવા મળે છે. "રાયપસેણીય"નો અધિકાર એ તો વાહન છે. એ વાહન દ્વારા એમણે આધ્યાત્મિક વિચારોનો પ્રવાહ વહાવ્યો છે. ધર્મોન્નતિ માટેની એમની અદમ્ય ધગશ અને આત્મવિકાસ દ્વારા સમાજસુધાર માટેની એમની અતૃપ્ત પિપાસા બધાં જ વ્યાખ્યાનો વાચી જનારને જણાયા વિના નહિ રહે.

મહાસતીજીનાં વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રકટ કરવાની ઉત્કટ ભાવના એમના અનન્ય અને સરલહૃદય ભક્ત શ્રી. ચંદુભાઈ લક્ષ્મીચંદ શાહને જાગી. ટૂંકાણમા કહુ તો એમણે અભિગ્રહ લીધો કે મહાસતીજીનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કર્યા પછી જ જંપીશ. પોતાની પત્નીના વર્ષીતપનું પારણુ મહાસતીજીએ ઉગ્ર વિહાર કરી માટુંગામાં આવી પહોંચી કરાવ્યું હતુ, એ હૃદયરોમાંચકારી બનાવે એમના ઉપર પરંપરાગત ધાર્મિક સંસ્કારો જે હતા તેને પલ્લવિત કર્યા અને પરિણામ સ્વરૂપે એ મહાસતીજીના પરમ ભક્ત બન્યા.

મહાસતીજીના ઉપકારનો બદલો પૂરેપૂરો તો ક્યાંથી વાળી શકાય? વળી, ભગવાનના ભિક્ષુને કે ભિક્ષુણીને બદલાની આશા હોય ખરી? ન જ હોય. છતાં શ્રી. ચંદુભાઇને થયું કે વર્ષીતપના પારણાના

એક બાહ્ય પ્રતીક રૂપે ચાતુર્માસનાં બધાં જ વ્યાખ્યાનોનો સંગ્રહ બહાર પાડવો જ. એમ એમનો ઉદાત્ત અભિગ્રહ પાર પડયો.

વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ હતો જ નહિ એટલે એની વ્યવસ્થિત નકલો તૈયાર નો'તી; પરંતુ કૉલેજમાં ભણતાં દેવીબહેન નામનાં એક કુમારિકા બહેન પોતાના ઉપયોગ માટે વ્યાખ્યાનોની સ્વતંત્ર નોંધ કરી રહ્યાં હતા. વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો વિચાર પાછળથી ઉદ્ભવતાં એ બહેને કરેલ નોંધોમાંથી સળંગ અને ક્રમબદ્ધ વ્યાખ્યાનો મહાસતીજીનાં પ્રીતિપાત્ર, સુયોગ્ય શિષ્યા બા. બ્ર. મહાસતીજી શ્રી હીરાબાઈ સ્વામીએ મહાસતીજી તરફના અનેરા ભક્તિભાવથી પ્રેરાઇ અથાક પરિશ્રમ લઇ અવતારી આપ્યાં.

મહાસતીજી એ બધાંને જોઈ ગયાં છે અને પ્રામાણિકતાની એમણે મહોર મારી છે. ભાષાની દૃષ્ટિએ વ્યાખ્યાનોને મઠારવામાં આવ્યાં છે; વ્યાકરણ દોષો, અન્વયની ત્રુટિઓ યથાશક્તિ દૂર કરવામાં આવ્યાં છે. ઉપમાન-ઉપમેયનો સુમેળ સાચવવા મેં ઘટતો પ્રયાસ કર્યો છે; છતાં ક્યાંક સ્ખલનો, ક્યાંક મુદ્રણના દોષો રહી જવા પામ્યા હશે. વાચકવર્ગનો એ માટે હું ક્ષમાપ્રાર્થી છુ.

વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવામાં ઘણો જ વિલંબ થઇ ગયો છે. ગયે વર્ષે જ બહાર પાડી દેવાં હતાં, પરંતુ મારી બાથૂકની નાદુરસ્ત તબિયતને કારણે અને કાંઇક અંશે ક્રમબદ્ધ નોંધો લેવાણી નો'તી એ કારણે વિલંબ અનિવાર્ય બની ગયો. શ્રી. ચંદુભાઇની ઉઘરાણી સતત થયા કરતી, પરંતુ મારી રોજીંદી વ્યાવસાયિક પ્રવૃત્તિઓમાંથી હું સમય ફાજલ પાડી શકતો નહિ એટલે કામ ખોરંભે પડતું જ ગયું. છેવટે, એ બહાર પડયું એ મારે માટે પરમ આનંદનો વિષય છે. "વસુ-વાણી" બહાર પડવાનું છે એવી જાહેરાત લાંબા વખત પહેલાં થઈ ગયેલી એટલે પૂછપરછ વારંવાર થયા કરતી. બધાંને રાહ જોતાં રાખવાં પડયાં એ સંબંધે વસવસો ઘણો થાય છે. અમારી આ બેઇલાજી માટે વાચક અમને દરગુજર કરે.

અંતમાં, (૧) વ્યાખ્યાનો પ્રકટ કરવાની શ્રી. ચંદુભાઇની મુરાદને બહાલી આપવા બદલ પૂ. મહાસતીજીનો; (૨) ત્રુટક નોંધોમાંથી વ્યાખ્યાનોનું સાચું કલેવર તૈયાર કરવાની અત્યંત જહેમત ઉઠાવનાર પૂ. મહાસતીજીનાં, ભક્તિનિષ્ઠ, ઉત્સાહી સુશિષ્યા બા. બ્ર. મહાસતીજી શ્રી. હીરાબાઇ મહાસતીજીનો; (૩) ધીકતા ધંધાને છોડી આઠ–દસ વખત મારે ત્યાં આંટા ખાઇ "તમારી પાસે સંપાદન કરાવ્યા વિના નહિ છોડું" એવી ઉઘરાણી કરનાર પોતાની પત્ની તરફનું પોતાનું કર્તવ્ય અદા કરવાની તાલાવેલી સેવનાર, પૂ. મહાસતીજીના આજ્ઞાપાલક તથા માટુંગા ખાતેના ચાતુર્માસનાં બધાં વ્યાખ્યાનો ગ્રંથાકારે પ્રસિદ્ધ કરવાનો તમામ આર્થિક બોજો પોતાને શિરે લેનાર ઉદારદિલ સખી ગૃહસ્થ શ્રી. ચંદુભાઇ લક્ષ્મીચંદ શાહનો; (૪) કોઇ કોઇ વખત સ્થગિત થઈ જતા મારા ઉત્સાહને ગતિમાન કરનાર શ્રી. બચુભાઇ પી. દોશીનો; અને (૫) હું કામ પૂરું નહિ કરી આપું તો "મારાથી પૂ. મહાસતીજીને મોઢું નહિ બતાવાય" એવી વ્યગ્રતાપૂર્વક મને ક્રિયાશીલ બનાવે એવી આડકતરી રીતે ધમકી આપનાર મારાં પત્ની સૌ. કસ્તુરીનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માની આ સંપાદકીય વક્તવ્ય પૂરું કરું છું.

તા. ૩૦–૩–૧૯૬૧
મહાવીર જયંતી ૨૦૧૭

લિ.

અમૃતલાલ સવચંદ ગોપાણી
M. A., Ph. D.
અર્ધમાગધીના પ્રાધ્યાપક, ભવન્સ
કોલેજ, ચોપાટી રોડ; મુંબઈ–૭

સુરેન્દ્રનિવાસ, પહેલે માળે
દાદાભાઈ રોડ
પો. વિલેપાર્લે (પશ્ચિમ)
મુંબઈ–૫૭

पितृदेवो भव

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



પિતાશ્રી લક્ષ્મીચંદ ઓઘડભાઇ શાહ

જન્મ : વિ. સંવત ૧૯૪૫ સ્વર્ગવાસ : વિ. સં. ૨૦૧૧

શ્રી જિનેન્દ્રાય નમઃ

# શ્રદ્ધાંજલિ

## પૂ. પિતાશ્રી તથા પૂ. માતુશ્રીનાં ચરણકમળોમાં

શિશુ અવસ્થામાં જ માતૃત્વની શીળી છાયા ગુમાવી, છતાં એ જન્મદાત્રીને કઈ રીતે વિસ્મરી શકું? માતૃગુંજનના ભણકારા હૃદયમંદિરે વાગી રહ્યા છે.

અને પૂ. પિતાશ્રીએ, પૂ. ભાઈજી જાદવજીભાઈએ અને પૂ. ભાભુ મણીબહેને માતૃત્વની ખોટ જણાવા દીધી નહિ અને બાલ્યાવસ્થાથી જ મારા ઉછેરનાં એ માતારૂપ બની રહેલાં વડીલોએ સિંચેલ સંસ્કાર મારા જીવન-કાર્યમાં પ્રેરણા આપી રહ્યા છેઃ સૌનો મારા ઉપરનો ઉપકાર અમૂલ્ય છે.

તેના યત્કિંચિત્ ઋણતર્પણમાં સ્મૃતિરૂપે 'વસુ-વાણી'નું—જિનવાણીગંગાનું આ પુસ્તક તેમને અર્પણ કરતાં સંતોષ અનુભવું છું અને મુજ આત્માને કૃતાર્થ કરું છું.

આપના પુત્ર

ચંદુના ત્રિકાળ વંદન સ્વીકારશોજી.

मातृदेवो भव

સ્વ. સંસ્કારદાત્રી પૂજ્ય



માતુશ્રી છબલબહેન લક્ષ્મીચંદ શાહ

જન્મ : વિ. સ. ૧૯૪૮ સ્વર્ગવાસ : વિ. સ. ૧૯૭૮

# પ્રકાશકનું નિવેદન

દરિયાપુરી સંપ્રદાયનાં પૂ. પાર્વતીબાઇ, પૂ. કેસરબાઇ, પૂ. પ્રબોધબાઇ, પૂ. વસુમતીબાઇ, પૂ. દીક્ષિતાબાઈ, પૂ. હીરાબાઇ, પૂ. લીલાબાઈ, પૂ. દમયંતીબાઇ, પૂ. સવિતાબાઇ, આદિ મહાસતીજીઓ ઠાણાં ૯ નું ચાતુર્માસ શ્રી. વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ, માટુંગાની વિનંતિથી સંવત ૨૦૧૫ માં માટુંગા મુકામે થયું. આ ચાતુર્માસ દરમિયાન પૂ. વસુમતીબાઈ સ્વામીએ આપેલાં વ્યાખ્યાનોને ગ્રંથસ્થ કરી 'વસુ–વાણી'રૂપે પ્રકાશિત કરતાં મને અત્યંત આનંદ થાય છે.

પૂ. વિદુષી મહાસતીશ્રીઓ ઠાણાં ૯ ના ચાતુર્માસથી શ્રી માટુંગા સંઘમાં ઘણી જ ધર્મ–જાગૃતિ આવી અને શ્રી માટુંગા સંઘે આ ચાતુર્માસ દરમિયાન પૂ. મહાસતીશ્રીઓની વ્યાખ્યાનવાણીનો અમૂલ્ય લાભ લીધો છે. આ વ્યાખ્યાનવાણી સહુના હૃદયમાં સંજીવની રૂપે બની રહે એ હેતુથી તેને ગ્રંથસ્થ કરવાની પ્રેરણા થઈ અને પરિણામે શ્રી માટુંગા સંઘના સહકારથી તથા સદ્‌ભાવનાથી આ પુસ્તક પ્રગટ થઇ રહ્યું છે. આ માટે હું શ્રી સંઘનો ખાસ ઋણી છું.

'ઝાઝા હાથ રળિયામણા' એ કહેવત અનુસાર આ પુસ્તકના પ્રકાશનમાં ઘણાં ભાઇ–બહેનોનો સહકાર અને સલાહ મળ્યાં છે. મારા

પરમ મિત્ર શ્રી બચુભાઇ પી. દોશી (મેનેજર, જૈન એજ્યુકેશન સોસાયટી)એ પ્રથમથી જ આ પુસ્તક પાછળ અવિરત શ્રમ લીધો છે અને હજુ લઇ રહ્યા છે. તેમની સેવાનિષ્ઠા અને ધર્મભાવનાને લીધે આ વ્યાખ્યાનો ગ્રંથાકારે પ્રગટ થઇ શક્યાં છે. પુસ્તકનું સંપાદન કરવામાં પ્રાધ્યાપક શ્રી. અમૃતલાલ સવચંદ ગોપાણીએ અમારી વિનંતિ સ્વીકારી પુસ્તકને વાચક વર્ગની દષ્ટિએ તૈયાર કરી આપવામાં અથાગ શ્રમ લીધો છે, તે માટે તેમનો ઋણી છુ. શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે કર્તવ્યભાવનાથી પ્રેરાઇ પોતાની દેખરેખ નીચે તે છપાવી આપવાની પ્રીતિસેવા બજાવી મને અહેશાનમંદ કર્યો છે. તે ઉપરાંત, શ્રી હરખચંદભાઇ ત્રિભુવન દોઢીવાળા, શ્રી. મહાસુખભાઇ દેસાઇ (તંત્રી, દશાશ્રીમાળી), શ્રી જીવણલાલ સંઘવી (તંત્રી, સ્થાનકવાસી જૈન) શ્રી અરવિંદ કાંતિલાલ ડગલી વગેરેએ સલાહ–સૂચનો તથા સહકાર આપ્યાં છે તે માટે તેમનો આભારી છું. ધી ડાયમંડ જ્યુ. પ્રિ. પ્રેસના માલિક શ્રી. સુરેશચંદ્ર પરીખે પણ છાપવાનુ કામ વેળાસર કરી આપી મને ઉપકૃત કર્યો છે.

છેવટે, મારા પત્ની સૌ. રંજનલક્ષ્મીના વર્ષીતપનું પારણું કરાવવાને નિમિત્તે પૂ. પાર્વતીબાઇ મહાસતીજી, તથા શાંતમૂર્તિ કેસરબાઇ મહાસતીજી તથા શ્રી પ્રભાબાઇ મહાસતીજી તથા વિદુષી શાસનદીપક વ્યાખ્યાતા વસુમતીબાઇ મહાસતીજી આદિ ઠાણાં નવ ઉગ્ર વિહાર કરી માટુંગા આવી પહોંચ્યાં અને પોતાના વરદ હસ્તે પારણું કરાવ્યું તે ધન્ય પ્રસંગની પાવનકારી સ્મૃતિમાં પ્રસ્તુત 'વસુ–વાણી' મારે હાથે પ્રકાશિત કરવાનો મોંઘેરો અવસર મને મળ્યો તેથી હું હાર્દિક કૃતકૃત્યતા અનુભવું છુ.

વિનોદ વિલા, પ્લોટ નં. ૨૮૬, નપ્પુ ગાર્ડન પાસે, માટુંગા, મુંબઈ–૧૯<br>'મહાવીર જયંતી', સંવત ૨૦૧૭<br>તા. ૩૦–૩–૧૯૬૧

લિ. સંઘસેવક<br>**ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ**

---

# એક ધર્મપ્રેમી કુટુંબ વડલો

પરિચયકાર : બચુભાઈ પી. દોશી

જીવનમાં કોઈ આકસ્મિક પળોએ—શુભ પળોએ કેટલીક વ્યક્તિઓનો પરિચય થાય છે, ત્યારે એ પરિચય ચિરંતન મૈત્રીનુ સ્વરૂપ ધારણ કરી રહે છે.

ઈ. સ. ૧૯૪૭ની આ વાત છે. ભાવનગરની શામળદાસ કોલેજમાંથી અભ્યાસ કરી વધુ અભ્યાસ માટે હુ મુબઈ આવ્યો અને સામાજિક પ્રવૃત્તિ માટે શ્રી. શ્વે. સ્થા. જૈન યુવકમંડળ, મુંબઇમાં જોડાયો, ત્યારે ધર્મપ્રેમી–સેવાભાવી શ્રી. ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ લખતરવાળાનો પરિચય થયો. શ્રી. ચંદુભાઇના પ્રેમાળ સ્વભાવથી એ પરિચય ચિરંતન બની રહ્યો છે.

શ્રી. ચંદુભાઇના પરિચયમાં આવી તેમનુ જીવન જાણવાનો મેં પ્રયત્ન કર્યો ત્યારે મને સહેજે જોવા મળ્યું, કે પ્રારબ્ધ અને પુરુષાર્થના સંયોગથી માનવ સામાજિક–ધાર્મિક અને વ્યાપારી ક્ષેત્રે કેટલો સરસ વિકાસ સાધી શકે છે.

શ્રી. ચંદુભાઇના જીવનનો ખ્યાલ આપતાં તેમના કુટુંબની પૂર્વ ભૂમિકા જોવી જોઇએ. સંયુક્ત કુટુંબની પ્રથા ઘણે અંશે લાભકારક છે. સંયુક્ત કુટુંબો, પ્રસંગ પડયે, અન્યોન્યને કેવા ઉપકારક થઇ પડે છે, તે જોઇએ–જાણીએ ત્યારે આપણા પૂર્વજો તથા વડીલો પ્રત્યે માન ઊપજ્યા વિના રહેતું નથી. સ્વ. શ્રી. જાદવજીભાઇ ઓધડદાસ અને લક્ષ્મીચંદભાઇ ઓધડદાસનુ કુટુંબ લખતર, સદાદ અને આજુબાજુના પ્રદેશમાં તેમનાં સત્કાર્યોથી આજે પણ સારી પેઠે મહેકી રહ્યું છે.

બંને ભાઇઓનો વેપાર ધીરધાર અને રૂ–કાલાનો હતો. લખતર

પાસેનું નાનું ગામડું સદાદ તેમના વેપારનું કેન્દ્ર હતું. ગામનાં સુખ–દુઃખમાં પણ જાદવજીભાઇ અને લક્ષ્મીચંદભાઈ ભાગ લેતા હતા.

શ્રી. લક્ષ્મીચંદભાઇનો જન્મ વિ. સં. ૧૯૪૫ માં થયો અને તેમનું અવસાન વિ. સં. ૨૦૧૧ ના આસો સુદી આઠમ ને રવિવારે મુંબઇ મુકામે તેમના પુત્ર–પરિવારના સાન્નિધ્યમાં, સુખાંત સમાધિ સ્વરૂપે શુભ ધ્યાનમાં થયું. તેમની ૬૬ વર્ષની જીવનયાત્રા સરળ અને સ્વસ્થ વહી હતી, છતા કેટલીક મુશ્કેલીઓ તેમણે સહન કરેલી. શ્રી. લક્ષ્મીચંદભાઇનુ સાંસારિક સુખ અલ્પ કાળનુ નીવડયું. તેમનાં ધર્મપત્ની છબલબહેનનું અવસાન તેમની ૩૦ વર્ષની ઉંમરે વિક્રમ સં. ૧૯૭૮ મા થયું. તે વખતે તેમના એક જ સંતાન–શિશુ ચંદુભાઇ દસ જ મહિનાના હતા. ચૂડા પાસે આવેલા બોરાણા ગામે તલકશી માલજીના સંસ્કારી કુટુંબમાં વિક્રમ સંવત ૧૯૪૮ માં સદ્દગત છબલ-બહેનનો જન્મ થયો હતો.

છબલબહેનના અવસાન પછી શ્રી. લક્ષ્મીચંદભાઇને બીજા લગ્ન માટે કહેવામાં આવ્યું. તેમણે ધાર્યું હોત તો તે બીજું લગ્ન કરી શકે તેવી તેમની ઉંમર હતી; પરંતુ ભવિતવ્યતાએ તેમને જે સ્થિતિ સંપડાવી હતી તે સ્થિતિમાં જ–વિધુરાવસ્થામાં તેમણે સંતોષ માન્યો અને બીજું લગ્ન ન કરવાનો નિર્ણય કર્યો. સાંસારિક સુખના અંતે શ્રી લક્ષ્મીચંદભાઈના જીવનમાં પરિવર્તન આવ્યું. ધર્મરુચિ પ્રત્યે તેમનો આત્મા વધુ ને વધુ જાગ્રત થયો, અને બાળક ચંદુભાઈના ઉછેરમાં એ સંસ્કારો ગળથુથીમાથી પ્રદીપ્ત થયા.

શ્રી. લક્ષ્મીચંદભાઇમાં ધર્મનો રાગ સારો હતો. લખતર અને આજુબાજુનાં ગામડાંમાં સ્થા. જૈન સાધુ–સાધ્વીઓ પધારતાં ત્યારે તેઓ તેમના સત્સંગનો લાભ લેતા હતા. તેમનામાં સેવાભાવના ઓત-પ્રોત હતી. સદાદમાં અશક્ત, અપંગ, નિરાધારોને દવા, લૂગડાં વગેરે તેમજ આર્થિક મદદ પણ તે આપતા હતા. સદાદમાં પારેવાંની ચણ માટેનો ચબૂતરો તેમના પંખીપ્રેમનું દર્શન કરાવે છે. પિતાના ગુણોનું

સિંચન શ્રી. ચંદુભાઈમાં થયું છે. શ્રી. ચંદુભાઈ એવા કુટુંબમાં જન્મ્યા હતા કે બાલ્યાવસ્થામાં તેમને માતૃછાયા ગુમાવવી પડી છતા તેમના ભાઇજી જાદવજીભાઈ અને ભાભુ મણિબહેને માતાની ન્યૂનતા કળાવા દીધી નહિ. તેમણે વાત્સલ્યનો અખંડ ઝરો શ્રી. ચંદુભાઈ પ્રત્યે વર્ષાવ્યો. શ્રી. જાદવજીભાઇને ચાર પુત્રો અને બે પુત્રીઓ હતાં, તેમાં તેમણે પાંચમા પુત્ર તરીકે ચંદુભાઈનું લાલનપાલન કર્યું. આજે સમાજમાં શાંતિભાઇ, ચીમનલાલભાઇ, છબીલદાસભાઈ, અમૃતલાલભાઇ અને ચંદુભાઇ પાંચે સગા ભાઇઓની તુલ્ય આપણને જોવા મળે છે, એ મારા જેવાનો તો એક લહાવ છે. આ બધા ભાઇઓ આજે મુંબઈમાં છે, અને કુટુંબપરિવાર સહિત સુખી જીવન ગાળી રહ્યા છે.

શ્રી ચંદુભાઇએ પ્રાથમિક અભ્યાસ સદાદ, ચોરવડોદરા વગેરે સ્થળોમાં કરેલો. પહેલી અંગ્રેજીથી ત્રીજી અંગ્રેજી સુધી બોટાદ છાત્રાલયમાં રહી, બોટાદ હાઇસ્કૂલમાં ભણેલા છે. થોડો વખત મહેસાણામાં તેમની ફોઇબા લક્ષ્મીબહેનને ત્યાં રહ્યા હતા. માત્ર નાની ઉંમરે પોતાનું ભાગ્ય અજમાવવા ચંદુભાઈ નીકળી પડ્યા હતા. ઈ. સ. ૧૯૪૦ માં તે મુંબઇ આવેલા. મુંબઇમાં કાલબાદેવી ઉપર કાશ્મીરી ટોપીઓવાળાની દુકાનમાં તેમણે નોકરીની શરૂઆત કરી હતી. શ્રી. ચંદુભાઇનો સ્વભાવ પ્રથમથી જ નિખાલસ અને સ્પષ્ટ વક્તાનો છે. ખોટું કોઈનુ સાંખવું નહિ. પ્રકૃતિ નોકરીમાં પ્રતિકૂળતા લાવે તે સ્વાભાવિક છે. ૧૯૪૨ માં મુંબઇમાંથી ભાગાભાગી થઇ ત્યારે શ્રી. ચંદુભાઇ પણ દેશમાં ગયા, અને ૧૯૪૩ માં પાછા મુબઇ આવ્યા ત્યારે ગીરગામ ઉપર સ્ટોર કર્યો. થોડો વખત ઓરિસ્સામાં બાલાસુર વગેરે સ્થળે ફર્યા. એ રીતે પુરુષાર્થ અજમાવતા પાછા મુબઇ આવ્યા. મુબઇમાં શ્રી અમૃતલાલ પોપટલાલની લોખંડની સુપ્રસિદ્ધ પેઢીમાં નોકરીમાં રહ્યા. પણ નોકરી પ્રત્યે ચંદુભાઇના અંતરમાં પૂરો ભાવ નહોતો, એટલે તેમણે લોખંડની દલાલી શરૂ કરી.

સંયોગોનુ સુભગ મિલન થાય છે ત્યારે સુખદ જીવનની શરૂઆત થાય છે; તેમ શ્રી ચંદુભાઇને અને બોટાદવાળા જયંતીલાલ

અમૃતલાલ શાહનો પરિચય ગાઢ થયો. શ્રી જયંતીભાઈ અને ચંદુ-ભાઈ બોટાદ હાઇસ્કૂલમાં સાથે ભણતા હતા તેટલો તેમનો પૂર્વ પરિચય હતો. શ્રી જયંતીભાઇ પણ બોટાદથી મુંબઈમાં નોકરી કરવા આવ્યા હતા. તે આયર્ન મરચન્ટ્સ એસોસિયેશનમાં નોકરી કરતા હતા. બંને યુવાન મિત્રોમાં સાહસિક મનોવૃત્તિ હતી, નૈતિક હિંમત અને શ્રદ્ધા પણ હતી. એટલે ૧૯૪૫ના જાન્યુ-ફેબ્રુઆરીમાં શ્રી જયંતીલાલ ચંદુલાલની લોખંડની પેઢીની શરૂઆત કરવામાં આવી. મુંબઇના લોખંડ બજારમાં આજે આ પેઢીનું નામ સુપ્રસિદ્ધ છે.

શ્રદ્ધા, ઉત્સાહ અને પરિશ્રમ હોય તો ભાગ્યદેવીની કૃપા જરૂર થાય છે તેમ આ નવયુવાન મિત્રોએ કરી બતાવ્યું છે. પંદર વર્ષથી આ પેઢીનો વિકાસ સારો થઇ રહ્યો છે. શ્રી. ચંદુભાઇ માત્ર ધન-ઉપાર્જનમાં જ માને છે તેવું નથી. પોતાની કમાણીમાં બીજાઓનો પણ હિસ્સો છે, તેમ માની તેઓ પ્રસંગાનુસાર લક્ષ્મીનો સદ્વ્યય કરી રહ્યા છે.

૧૯૪૬ માં (વિ. સં. ૨૦૦૨ માં માગશર સુદી ૮ને દિવસે) શ્રી. ચંદુભાઈનું લગ્ન બોટાદ મુકામે શ્રી કામદાર મણિલાલ મોહનલાલની સુપુત્રી શ્રી રંજનલક્ષ્મી સાથે થયું. એમનું દંપતીજીવન પણ આદર્શ છે. શ્રી રંજનબહેનનો પિયરપક્ષ સ્વામીનારાયણ ધર્મની માન્યતાવાળો છે, પરંતુ શ્રી ચંદુભાઇના જૈન ધર્મ પ્રતિના પ્રેમથી શ્રી રંજનબહેન રંગાઇ ગયાં છે. તે ચુસ્ત રથા. જૈન ધર્મી બની રહ્યાં છે. એ રીતે તેમણે શ્રી. ચંદુભાઇની અર્ધાંગના તરીકેના પદને દીપાવ્યું છે.

શ્રી. ચંદુભાઇ પ્રથમથી જ ધાર્મિક અને સામાજિક કાર્યોમાં રસ લઇ રહ્યા છે. બાલ્યાવસ્થાના જૈન શાળાના સંસ્કારોએ તેમની ધર્મશ્રદ્ધાને વધારે દૃઢ બનાવી છે. પ્રસંગોપાત શ્રી. ચંદુભાઇ અને તેમનાં ધર્મપત્ની નિયમિત વ્રત-પ્રત્યાખ્યાનો, આયંબિલ-ઉપવાસો, સામાયિક-પ્રતિક્રમણ વગેરે કરે છે. તેમનાં સંતાનો-સુબોધ, દિલીપ, અશોક, મિનાક્ષી, રેખા અને ગીતામાં પણ તે આ સંસ્કારોનું સિંચન કરી રહ્યાં છે.

૧૯૪૭માં માટુંગામાં કૌશિક નિવાસમાં શ્રી. ચંદુભાઇ રહેવા આવ્યા. આ સમયે ' શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ, માટુંગા'ની શરૂઆત હતી. શ્રી ચંદુભાઇએ એક સૈનિક તરીકે આ સંઘની તન–મન–ધનથી સેવા કરવાનુ સ્વીકાર્યું છે. શ્રી સંઘની અનેકવિધ પ્રવૃત્તિઓમા તેમનો ધર્મપ્રેમ, સમાજપ્રેમ અને કુટુંબપ્રેમ દેખાઈ આવે છે. માટુંગા સંઘનું સ્વયંસેવક દળ તેમણે જ શરૂ કર્યું, કેપ્ટન તરીકેની જવાબદારી સ્વીકારી અને આજે નાના મોટા સહુ ચંદુભાઇને—માટુંગા શિવના એ લાડકવાયા પુત્રને—કેપ્ટન તરીકે જ ઓળખે છે. પરોપકારવૃત્તિ, કોઈકનું કાંઇક થઈ શકે તેટલું હિત કરવાની મનોવૃત્તિ એ ચંદુભાઇના વિશિષ્ટ ગુણો છે. સાથે તે નીડર અને સ્પષ્ટવક્તા પણ છે.

શ્રી માટુંગા સંઘમાં તેમનુ અગ્રિમ સ્થાન છે. આ ઉપરાત, શ્રી ઝાલાવાડ સ્થા. જૈન સભા, જૈન કેળવણી મંડળ મુંબઇ, શ્રી શ્વે. સ્થા. જૈન યુવક મંડળ મુબઇ, સુરેન્દ્રનગર મિત્રમંડળ વગેરે સંસ્થાઓમાં તેઓ સારો રસ લઇ રહ્યા છે.

પોતાના વતન લખતર અને સુરેન્દ્રનગરને તેઓ નજરમાં રાખી ત્યાં સારી સખાવતો કરી રહેલા છે. તેમના પિતાશ્રીની ઇચ્છા મુજબ સદાદમાં તેમણે ચબૂતરો બંધાવી આપેલ છે. વિદ્યાર્થીઓને શાળાનાં પુસ્તકો આપવા ઉપરાંત સદાદના દવાખાનામાં દવા વગેરેનો પ્રબંધ કરવામાં તેઓ સારી આર્થિક સહાય કરે છે.

સુરેન્દ્રનગરના સ્થા. જૈન સંઘને શ્રી સંઘની જૈનશાળા સાથે તેમનાં પૂ. માતુશ્રી છબલબહેન લક્ષ્મીચંદનું નામ જોડવાને કારણે સારી રકમ ભેટ આપેલ છે. આ જૈન શાળામાં સેંકડો બાળકો જૈન ધર્મનુ શિક્ષણ મેળવી રહ્યાં છે. જે જૈન શાળાના સંસ્કારોમાંથી પોતાનુ જીવનસર્જન થયું, તે જૈન શાળાની પ્રવૃત્તિને ચંદુભાઇ કઇ રીતે ભૂલી શકે ?

શ્રીમતી કસ્તૂરીબહેન જેચંદ સ્થા. જૈન છાત્રાલય–સુરેન્દ્રનગરનું ડેપ્યુટેશન ફંડ એકત્ર કરવા મુબઈ આવ્યું ત્યારે એ ડેપ્યુટેશનની સાથે મુબઇના કાર્યકરો શ્રી. રમણિકભાઇ કોઠારી, શ્રી. કલ્યાણજીભાઇ

તલસાણિયા સાથે રહી મુંબઇમાંથી સવા લાખ રૂપિયા જેટલી રકમ એકત્ર કરવામાં શ્રી. ચંદુભાઇએ અગ્રગણ્ય હિસ્સો આપ્યો હતો, એટલું જ નહિ, પરંતુ છાત્રાલયના મકાન-ફંડમાં તેમણે સારી રકમ આપી તેમના પિતાશ્રી લક્ષ્મીચંદ ઓઘડભાઇના સ્મરણાર્થે છાત્રાલય ઓફિસ હોલને લક્ષ્મીચંદ ઓઘડભાઇ ઓફિસ હોલનું નામ આપી તેમણે સમૃદ્ધ બનાવ્યો છે.

આ સિવાય મુંબઇના સ્થા. જૈન ધર્મ અને સમાજની વિવિધ પ્રવૃત્તિઓમાં તેમણે સારી સખાવતો કરેલ છે અને આજે એ દાન-પ્રવાહ ચાલુ જ રહ્યા કરે છે.

પૂ. સાધુ-સાધ્વીઓના પરિચયમાં આવવું અને તેમની પાસેથી ધર્મનું રહસ્ય જાણવું એ ચંદુભાઇની ધર્મજિજ્ઞાસાનું દર્શન કરાવે છે. મદ્રાસ, સાદડી અને ભીનાસરનાં કોન્ફરન્સનાં અધિવેશનોમાં યુવકપરિષદોમાં તેમણે હાજરી આપી હતી. ખાસ કરીને સાધુ-સંમેલનમાં સંમિલિત સાધુ-સાધ્વીઓનાં દર્શન અને સમાગમનો લાભ તેમણે સારી પેઠે લીધો છે.

વિ. સંવત ૨૦૧૨ માં બિકાનેર (ભીનાસર) મુકામે કોન્ફરન્સનું અધિવેશન અને સાધુ-સંમેલન હતું, તેમાં ભાગ લેવા શ્રી. ચંદુભાઇ અને તેમનાં ધર્મપત્ની શ્રી. રંજનબહેન ગયાં હતાં. વળતાં દરિયાપુરી સંપ્રદાયનાં પૂ. મહાસતીજીઓ શ્રી પાર્વતીબાઇ, કેસરબાઇ, પ્રભાબાઇ, વસુમતીબાઇ આદિ સાધ્વીજીનાં દર્શનાર્થે કલોલ ઊતર્યાં. પૂ. મહાસતીજીઓ રૂપે પારસમણિના સ્પર્શે શ્રી. રંજનબહેનના દિલમાં મોટી તપશ્ચર્યાનો ભાવ પ્રાદુર્ભાવ પામ્યો. આ અગાઉ શ્રી. રંજનબહેન આયંબિલની ઓળી, છકાઇ, અઠ્ઠાઇ આદિ નાની-મોટી તપશ્ચર્યાઓ, વ્રત, પચ્ચખાણો, ઉપવાસો કરતાં જ આવ્યાં હતાં; તેથી આ વખતે તેમણે સવિશેષ મહાન તપનો સંકલ્પ કર્યો, અને સાથોસાથ પૂ. વિદુષી મહાસતીઓના શુભ હસ્તે અને તેમની પાવનકારી હાજરીમાં તપની નિર્વિઘ્ને પરિપૂર્ણતા થવા પામે તે પણ અભિગ્રહ હતો. શુભ

સંયોગોનું મિલન થવા નિર્માયું હતું. કાંદાવાડી (મુંબઇ) શ્રી સંઘના આગ્રહથી અને એક શ્રાવિકાએ દૃઢ મનોબળ તથા સંયમ રાખી જે તપશ્ચર્યા કરી હતી, તે પ્રસંગને અનુલક્ષી પૂ. પાર્વતીબાઇ મહાસતી, શાંતસ્વભાવી કેસરબાઇ મહાસતી, શ્રી પ્રભાબાઇ અને વિદુષી વસુમતીબાઈ સ્વામી આદિ ઠાણાં ૯ ઉગ્ર વિહાર કરી ગુજરાતમાંથી વિહાર કરી મુંબઈના આંગણે પધાર્યા અને માટુંગામાં ૨૦૧૩ માં શ્રી રંજનબહેને અક્ષય તપનુ નિર્વિઘ્ને પારણુ કર્યું.

આ પ્રસંગને શ્રી. ચંદુભાઇને ઉત્સાહ અને ધર્મપ્રેમ અદમ્ય હતા. તેમણે તે વખતે સારી રકમ શુભ કાર્યોમાં વાપરી હતી. દરિયાપુરી સંપ્રદાયના વિદુષી મહાસતીશ્રીઓનુ ચાતુર્માસ મુંબઈમાં કાંદાવાડી મુકામે હતું. પૂ. મહાસતીશ્રીઓના શુભાગમને મુંબઇ અને ઉપનગરનાં પરાંઓનાં સ્થા. જૈન કુટુંબોમાં ધર્મચેતના પ્રસરી રહી. પૂ. મહાસતીશ્રીઓના મુખેથી જેમણે જેમણે જિનવાણીનાં ફૂલડાં ખરતાં જાણ્યાં હતાં તેઓનું આકર્ષણ ધર્મ પ્રત્યે વધવા લાગ્યું હતું. વિદુષી વસુમતીબાઇ મહાસતીશ્રીએ વહેવડાવેલી જિનવાણીનું પયઃપાન આબાલવૃદ્ધ કરવા લાગ્યા હતાં. શ્રાવક–શ્રાવિકાઓમાં ધર્મનાં પૂર વહેવા લાગ્યાં હતાં. 'આવી વિદ્વત્તાભરેલી વાણીને સંગ્રહ થયો હોય તો ?'— 'આ વાણીને પુસ્તકાકારે પ્રકાશિત કરી હોય તો ?'–એ પ્રકારને વિચાર શ્રી. ચંદુભાઇના દિલમા તે વખતે આવ્યો હતો. એ વિષે અમારી વચ્ચે વાતચીત થઇ હતી. પૂ. મહાસતીશ્રીઓ આગળ તે મૂકવામાં આવતાં ઘણી આનાકાની થઇ. અમોએ પૂ. મહાસતીશ્રીને આ કાર્યની મહત્તા સમજાવી. છેવટે, શ્રી ચંદુભાઇને ધર્મપ્રેમ અને ધર્મસાહિત્યપ્રેમ જીતી ગયો; પરિણામે, આ પુસ્તકનુ પ્રકાશન થઇ રહ્યું છે. શ્રી ચંદુભાઇને ધાર્મિક વાચન અને સાહિત્યને સારો શોખ છે, એટલું જ નહિ, પણ તે ધર્મને જીવનમાં ઉતારી રહ્યા છે.

પુસ્તક–પ્રકાશનમાં ધાર્યા કરતાં વધારે સમય ગયો છે. છેવટે, પ્રાધ્યાપક અમૃતલાલ સવચંદ ગોપાણી M. A., Ph. D. એ આનુ

સંપાદન કરવાની અમારી વિનંતિનો સ્વીકાર કર્યો તેથી સોનામાં સુગંધ ભળી છે. પ્રાધ્યાપક ગોપાણીને શિરે અનેક જવાબદારીઓ છતાં શ્રી. ચંદુભાઇના પ્રેમભર્યા આગ્રહથી આ કાર્ય સાંગોપાંગ પાર ઊતર્યું છે; તે માટે પ્રાધ્યાપક ગોપાણીના અમે આભારી છીએ.

પુસ્તકની હસ્તલિખિત પ્રત તૈયાર થઇ ગઈ, પણ છપાવવાનુ શું ? શ્રી. ચંદુભાઈએ તેની આર્થિક જવાબદારી સ્વીકારી લીધી, એટલું જ નહિ પરંતુ આવા સાહિત્યમાં ભવિષ્યમાં સહકાર આપવાની પણ ઉત્સુકતા દાખવી છે. પત્રવહેવાર દ્વારા શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ પાસે પુસ્તક છપાવવાની બાબતમાં માર્ગદર્શન માગતાં તેમણે એ કાર્ય પોતાની દેખરેખ હેઠળ તૈયાર કરાવી આપવાનું સ્વીકારી લીધું એટલે અમારી એ સંબંધી ગૂંચવણ દૂર થઈ. શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ ઉપર પણ અનેક પ્રકારનાં કામોની જવાબદારીઓ છે, છતાં તેમણે બીજાં કાર્યો ઉપરાંત પુસ્તકના જેકેટ ઉપરના ચિત્ર બાબતમાં જરૂરી માર્ગસૂચન કરીને અમારો પ્રકાશન સંબંધીનો ભાર હળવો કર્યો છે, તે માટે અમે તેમના આભારી છીએ. શ્રી. ચંદુભાઈ પ્રત્યેના પ્રેમના કારણે આ સહુ ભાઇઓના પ્રયત્નોથી આ પુસ્તક જૈન સાહિત્યના એક પુષ્પ રૂપે મહેકી ઊઠશે તેવી અમને શ્રદ્ધા છે.

આ રીતે, શ્રી. ચંદુભાઈ અને તેમનું કુટુંબ નવી પ્રવૃત્તિમાં પદાર્પણ કરે છે. મુ. શ્રી. ચંદુભાઇ અને તેમનાં ધર્મપત્ની અ. સૌ. રંજનબહેને મને તેમનો સ્વજન ગણી આ પુસ્તકપ્રકાશનના કાર્યમાં સેવા કરવાની જે તક આપી છે, તે માટે હું તેમનો ઋણી છું.

શ્રી. ચંદુભાઈ અને તેમનું કુટુંબ વધુ ને વધુ જૈન શાસનની સેવા કરે એ જ મંગળ મનોભાવના !

મહાવીરજયંતી, ૨૦૧૭<br>તા. ૩૦–૩–'૬૧<br>૧૪, મર્ઝબાન રોડ,<br>કોટ, મુંબઈ–૧

ભવદીય<br>**બચુભાઈ પી. દોશી**

---

# અનુક્રમણિકા

---

## વ્યાખ્યાન ૧ લું

[ રવિવાર, અષાડ સુદી ૭ ]

### આત્માને સ્વદેશી બનાવો

નાથે સિદ્ધાંત પરૂપ્યા. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત.

જે દિવસે પ્રભુવાણી જીવને સાંભળવા મળે તે દિવસ, તે ઘડી, તે પળ ધન્ય છે. એના શ્રવણથી જીવ કૃતકૃત્ય થાય છે. તેવા જીવનુ વર્ણન શાસ્ત્રકારોએ કરી બતાવ્યું છે. હમેશાં કોઈ પણ પ્રવચનની શરૂઆત મહાપુરુષોના સિદ્ધાતો લઇને કરાય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી તીર્થંકર ભગવાન ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે. તીર્થંકર ભગવાનનો ઉપદેશ ગૌતમ સ્વામી ઝીલે છે. વાણી એ વખતે વીખરાયેલાં પુષ્પો સરખી હોય છે. માલણ જેમ વીખરાયેલાં ફૂલોને દોરામાં પરોવી હારગજરા બનાવે છે તેમ શ્રીજિનમુખથી ઝરતાં ફૂલડાંને એક સૂત્રે પરોવી,

શ્રીજિનમુખથી ફૂલડાં ઝર્યાં,<br>
એની ગૌતમે ગૂંથી માળ રે,<br>
વીરજીની વાણી ભલી રે.

ગૂંથ્યું દ્વાદશાંગને, ગૂંથ્યા ઉપાંગ જી,
ગૂંથ્યા મૂળસૂત્ર સાર રે,
જિનજીની વાણી ભલી.

એ દ્વાદશાગ સિદ્ધાંત—એ પ્રભુની વાણી જેણે હૃદયમાં ઉતારી, તે આત્માઓ પરમ પદને પામી ગયા. નંદીસૂત્રની અંદર નાથ બોલ્યા છે, 'અમારા દ્વાદશ સિદ્ધાંત ઉપર પ્રતીતિ આણી જે આત્માઓ એને રોચવી, હૃદયગમ્ય કરી ગયા, તે આત્માઓ તરી ગયા; અને જેણે પ્રતીતિ આણી નથી, રોચવ્યાં નથી, તે જીવો સંસારરૂપી ચક્રની અંદર પરિભ્રમણ કરી રહ્યા છે. સરતિ ઇતિ સંસાર. જે હમેશાં સરતો રહે છે તે સંસાર. સંસાર દુઃખનો સમુદ્ર છે. સંસારમા સ્થિરતા નથી, ધ્રુવતા નથી, નિરાકુળતા નથી. શારીરિક અને માનસિક દુઃખથી એ તો ભરેલો છે. માટે ભગવાનના એ સિદ્ધાતો પર પ્રતીતિ લાવજો. રોચવો, વિશ્વાસ લાવજો. જેમ શરીરની રચનામાં અગ પણ હોય છે અને ઉપાંગ પણ હોય છે, તેમ શાસ્ત્રનું છે. ઉપાંગ વિના અંગ શોભે નહિ. તમારાં આંખ, કાન, નાક અને મુખ ઘણાં સુંદર હોય, પણ હાથ ન હોય તો એ કદરૂપાં લાગે. હાથપગ એ ઉપાંગ છે. અંગ વિના ઉપાંગ ન હોય અને ઉપાંગ વિના અગ ન હોય. તેવી જ રીતે, સૂયગડાંગ, આચારાંગ એ અગ છે અને રાયપસેણી એ ઉપાંગ છે. એ સૂત્રની આજે શરૂઆત કરતાં, ભગવાનની નિર્મળ વાણીનો ઉપદેશ કરવાની જે તક મળી છે તે અમારાં સદ્‌ભાગ્યની નિશાની છે. શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં મંગળ બતાવ્યાં છે. તેમાં વીતરાગ ભગવાનની વાણીને પરમ મંગળ, ઉત્કૃષ્ટ મંગળ, શાશ્વત મંગળ તરીકે વર્ણવી છે. વાણી તો ઘણેરી, પણ વીતરાગ તુલ્ય કોઇ નહિ. છદ્મસ્થ જીવો ભલે ને ગમે તેટલાં અહિંસા, સત્ય આદિનાં પ્રવચનો કરતા હોય, પણ તેમાં ભૂલને અવકાશ છે. છદ્મસ્થ જીવો ભલે ને ગમે તે દાવો કરતા હોય, પણ આખરે તો તેઓ પ્રમાદાદિ ગુણસ્થાને વર્તનારાઓ છે. માટે ભૂલને પાત્ર પણ હોઈ શકે.

આ રાયપસેણી[*] સૂત્રમાં રાજા પરદેશીના અધિકારની વાત આવશે પંચ પરમેષ્ટિને નમસ્કાર કરી, સૂત્રની શરૂઆત કરતાં જેમણે ચાર ઘનઘાતી કર્મક્ષય કર્યાં છે તેવા અર્હંત દેવોને નમસ્કાર કરું છું. જેણે આઠ કર્મોનો ક્ષય કર્યો છે એવા સિદ્ધ ભગવંતને નમસ્કાર કરું છું. પંચ આચાર પાળે અને પળાવે એવા છત્રીશ ગુણના ધારક આચાર્ય ભગવાનને નમસ્કાર કરું છું. દ્વાદશાંગ સિદ્ધાંતને ભણે અને ભણાવે એવા પચીશ ગુણના ધારક ઉપાધ્યાયજી મહારાજને નમસ્કાર કરું છું. લોકને વિષે જે સર્વ સાધુ–સાધ્વીઓ સત્તાવીશ ગુણના ધરવાવાળા વીતરાગની આણમાં વર્તે છે તેમને બધાને નમસ્કાર કરું છું.

આજનો વિષય બહુ મહત્ત્વનો છે. કોઈ પણ નગરની અંદર પ્રવેશ કરવો હોય તો હેતુ વગેરે ખ્યાલમાં હોય તો જ પ્રવેશ થઇ શકે. પ્રવેશ કરવાના મુખ્ય ચાર દરવાજા છે. તે ચાર આ પ્રમાણે છે: (૧) દ્રવ્યાનુયોગ, (૨) ગણિતાનુયોગ, (૩) ચરણકરણાનુયોગ અને (૪) ધર્મકથાનુયોગ. તેમાં, દ્રવ્યાનુયોગ એટલે જીવ, અજીવ, ચૈતન્ય, જડ આદિ દ્રવ્યોનુ સ્વરૂપ નિરૂપણ અને વિવેક. દ્રવ્યાનુયોગમાં પ્રવેશ કરતાં આત્મા સ્થિર થતો ન હોય તો ગણિતાનુયોગને ગણતાં શીખો. દ્રવ્યાનુયોગ માટે આ ગણિતાનુયોગ પરમ ઉપકારક છે. હવે ચરણકરણાનુયોગ એટલે શું તે વિચારીએ. જ્ઞાનની પ્રાપ્તિ ન થઇ હોય ત્યાં સુધી આત્માને અપૂર્વ દર્શન થતું નથી. પૂર્વે જે વસ્તુ દીઠી નથી તે વસ્તુ અત્યારે મળી છે. દેવની સ્થિતિમાં ગયા ત્યાં કેટલી રિદ્ધિ–સિદ્ધિ જોઇ! દેવીની એક ટીલડીમાં આખા જંબુદ્વીપની રિદ્ધિ સમાઈ જતી દેખાય. તો શું જોઇને બેસી રહ્યા છો? એ બધી રિદ્ધિ કરતાં દ્રવ્યાનુયોગનું જ્ઞાન ચડી જાય. બે ઘડી ચારિત્ર પાળનાર મુનિની આગળ ચક્રવર્તીનો વૈભવ તુચ્છ છે. તેનો પ્રભાવ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવની રિદ્ધિને પણ ઓળંગી જાય. માટે તેના અર્થી બનો. પહેલે પગથિયે પગ મૂક્યા વિના બીજે પગથિયે ન ચડાય. માટે, જ્યાં જ્યાં તમે ઊઠો–બેસો, જ્યા જ્યાં તમારાં પનોતાં પગલાં પડે, ત્યાં ત્યાં

'નિર્ગ્રંથ પ્રવચન સત્ય છે' એ જ અવાજ ઊઠવો જોઈએ. રાજમહેલમાં પ્રવેશ કરવામાં જો કાંઈ પ્રયોજન હોય તો તે એ જ છે. પુદ્‌ગલમાં ન રાચો. હીરા, માણેક, મોતી વગેરે પણ પુદ્‌ગલ જ છે. આ દૃષ્ટિએ તમારે જીવન ગાળવાનું છે. તમારા બંગલા અને પત્નીના ઝવેરાતની અમને ઈર્ષ્યા કે બળતરા નથી. બળતરા હોય તો એક જ વાતની કે આમ ને આમ જો આમાં જ આ બધા રચ્યાપચ્યા રહેશે તો તેમનું શું થશે? સત્ય વસ્તુ ભૂલી ન જવાય તે માટે આ ચિનગારી છે. જડ સ્વભાવવાળા પુદ્‌ગલમાં જો આત્મભાન ગુમાવી બેસીએ તો પછી આપણા જેવા મૂર્ખ બીજા કોણ? આ રાયપસેણી સૂત્રનો પ્રસંગ ચાલે ત્યાં સુધી ઉપધાન તપ કરવું જોઈએ.

હવે મૂળ વિષયની શરૂઆત કરીએ. જ્યારે ચોથો આરો વર્તતો હતો ત્યારે આમલકંપા નામે એક નગરી હતી. તેના આમ્ર નામના ઉદ્યાનમાં ભગવાન મહાવીર પધાર્યા હતા. તે સમયે યથાર્થ નામગુણવાળા આ રાયપસેણી સૂત્રનું સ્વરૂપ બતાવ્યું. આ સૂત્રમાં પરદેશી રાજાની પ્રશ્નોત્તરી છે. જેના વડે આત્મા પોતાના નિર્મળ સ્વરૂપને પામે, તે જ્ઞાન સંવાદ રૂપે અહીં સંઘરાયેલું છે. દ્રવ્ય નિક્ષેપે રાજાનુ નામ પરદેશી હતું. પરદેશી એટલે સ્વભાવના ભાન વગરનો. હવે અનાદિ કાળથી આત્મા રાજા છે અને કર્મ એ સેવક છે. ભગવાન વીતરાગની વાણીમાં જે આનંદ આવે છે તે બીજાની વાણીમાં આવતો નથી. સૂર્યના પ્રકાશથી જેમ થાકેલી દુનિયાનું આળસ દૂર થાય છે તેમ સૂર્ય સમાન વીતરાગની વાણી સાંભળતાં આત્માની પ્રભાનું જોમ આવવું જોઈએ. પણ જીવને દરકાર જ ક્યાં છે? સવારના રોજ ઊઠીને ટાપટીપ કરે, ચા પીએ, પેપર વાંચે, શરીરને સ્વચ્છ કરવા સ્નાન કરે; પણ જ્યાં સુધી જ્ઞાનગંગામાં સ્નાન કર્યું નથી, બ્રહ્મચર્યના પાલનથી પવિત્રતા મેળવી નથી, ત્યાં સુધી કર્મથી મુક્તિ નથી. આત્મા વર્તમાનમાં છે, ભૂતમાં હતો અને ભવિષ્યમાં હશે. એ અખંડ, અભેદ છે. એક શ્લોકમાં કહ્યું છે, કે **नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।** આત્માને શસ્ત્રો છેદી

શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી; કારણ કે આત્માનો પ્રદેશ અખંડ છે. અસંખ્યાત પ્રદેશોને જ આત્મા કહેવાય. આત્મા ભાવ પ્રમાણે સદાય જીવી રહ્યો છે અને દ્રવ્ય, પ્રાણે પર્યાય અપેક્ષાએ મરી રહ્યો છે; માટે આત્માને અસંખ્યાત પ્રદેશવાળો કહ્યો છે. આત્મા જોવા માટે પરદેશીએ કેટલો અધર્મ સેવ્યો છે તે વાત આગળ આવશે. અનંત કાળનો પરદેશી આપણો આત્મા જો પોતાના સ્વરૂપને વિચારે, તો પરદેશી મટી સ્વદેશી થાય. ક્રોધ, માન, માયા, લોભ, અને ત્રણ પ્રકારનાં મોહનીય જ્યાં સુધી આપણા ઉપર સ્વામીપણું કરે છે, ત્યાં સુધી આપણા જીવો પરદેશી જ છે. હળુકર્મી આત્મા હોય તેને જ વીરવાણીનું શ્રવણ કરતાં આહ્‌લાદ ઊપજે. માટે ધ્યાનપૂર્વક શ્રવણ કરજો. જો શરૂઆતમાં જ ભૂલ કરશો તો કોકડું ગૂંચવાશે. સ્વેટર, મોજાં ગૂંથતી વખતે જો ટાંકા ગણવામાં ભૂલ થઈ જાય તો જેમ ઊખેડવું મુશ્કેલ બને છે, તેમ આપણે જો આ સૂત્રની શરૂઆતને ભૂલી જશું તો આપણું પણ કોકડું વળી જશે. આપણો આત્મા પરદેશી છે, એને સ્વદેશી બનાવવા માટે જ માનવજીવન મળ્યું છે. તો ચાલો, આપણે આત્માને સ્વદેશી બનાવીએ.

---

## વ્યાખ્યાન ૨ જું

[ સોમવાર, અષાડ સુદી ૮ ]

સુધર્મા સ્વામી પોતાના વહાલા શિષ્ય જંબુજીને પરમ તારકની અપૂર્વ વાણીનો પરિચય કરાવી રહ્યા છે.

હે જંબુ, બીજા ઉપાંગજીનો અધિકાર ચાલી રહ્યો છે. એમાં ભગવાનની હિતકારી, મોંઘામૂલી વાણી છે. છતાં જીવો સ્વમત ભૂલી પરમતમાં પડી ગયા છે. 'સ્વસમય' એટલે પોતાનો મત, જૈન દર્શનનો મત. 'પરસમય' એટલે જૈન સિવાયના અન્ય દર્શનના મતો—જેવા કે

સાંખ્ય, આજીવક વગેરે. હે જીવો ! તમે પોતાના મતને પહેલાં જાણતા થાઓ. પછી બીજાના મતને જાણજો. સ્વમતનું જ્ઞાન નહિ હોય તો પરમતથી છેતરાઈ જશો. માટે સ્વનું જ્ઞાન મેળવો. આ એક અર્થ થયો. હવે બીજો અર્થ જોઈએ. 'સ્વ' એટલે આત્મા એને તમે જાણો. 'પર' એટલે આત્માથી જુદા પુદ્ગલ સ્વરૂપને, કર્મને જાણો. આ બન્ને મતનુ જેને જ્ઞાન થાય છે, તે સ્વમત, પરમત અને ઉભય મતનો જ્ઞાતા કહેવાય. વ્યવહાર સમકીતના સડસઠ બોલ છે. તેમાં ત્રીજો બોલ આવ્યો છે. તેનાં લિંગ પણ ત્રણ છે અને મત પણ ત્રણ છે. સ્વમતને જાણનારે પરમતને પણ જાણવો જોઈએ. જ્યાં સુધી સ્વમતનું જ્ઞાન થાય નહિ, ત્યાં સુધી પરપાખંડ જાણવું નહિ. જ્યાં સુધી સ્વપાંખો મજબૂત થાય નહિ, ત્યાં સુધી પરનો પરિચય કરવો નહિ અને કરશો તો ઠગાઈ જશો. દૃષ્ટાંત તરીકે કોઈ પક્ષીએ માળો બાંધ્યો છે. તેમાં ઈંડાં મૂકયાં છે. ઈંડાંમાંથી પક્ષી થયું છે, પણ હજી ઊડી શકતું નથી. પણ તે બીજાં પક્ષીઓને ઊડતાં જોઈને નકલ કરવા જાય છે, ત્યારે બીજાં પક્ષીઓ તેને મારી નાખે છે. આમ કેમ થાય છે ? કારણ તેની પોતાની પાંખો મજબૂત ન હતી તેથી. માટે, હે મુમુક્ષુઓ ! જ્યાં સુધી તમારી પાંખો જૈન દર્શનમાં મજબૂત બની નથી, ત્યાં સુધી તમે જો બીજાનાં પુસ્તકો વાંચશો તો તમે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થશો. સૂયગડાંગ સૂત્ર બન્નેનું જ્ઞાન કરાવે છે.

ત્રણસો ત્રેસઠ પાખંડીના મત બનાવ્યા. તેમાં ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી એ એકાંતે પ્રરૂપણા કરી છે. ક્રિયાવાદીના એક સો એંશી ભેદ છે; અક્રિયાવાદીના ચોર્યાશી, અજ્ઞાનવાદીના સડસઠ અને વિનયવાદીના બત્રીશ ભેદ બતાવ્યા છે. પરદેશી રાજા અક્રિયાવાદી હતો. તે એમ માનતો હતો, કે આ જગતમાં પાપ, પુણ્ય, આસ્રવ, બંધ વગેરે કંઈ નથી. માટે કોઈ પણ ક્રિયા કરવાની જરૂર નથી. તે નાસ્તિકોનો પણ નાસ્તિક હતો. દયાનો તો તેનામાં છાંટોયે ન હતો. એક શ્લોકમાં કહ્યું છે, કે—

આ ભવ નથી, પર ભવ નથી, વળી પુણ્ય-પાપ કશું નથી;
મિથ્યાત્વની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ, અરે!
દીવો લઇ કૂવે પડચો, ધિક્કાર છે મુજને ખરે!

ભાઇઓ! જે અંધ છે, દેખતો નથી તે જો કૂવામાં પડે તો તેને કંઇ દોષ દેવાય? પણ જેની આંખો તીક્ષ્ણ છે, જે બધુયે સ્પષ્ટ રીતે જોઇ શકે છે, તે જો કૂવામાં પડે તો તેને દોષ દેવાય કે નહિ? અંધના હાથમાં દીવો હોય તોય તેને તે શું કામમા આવવાનો? એની આંખે તો પડળ વળી ગયાં છે. એ ક્યાંથી દેખવાનો હતો? તેમ જ, જેની આંખે મિથ્યાત્વનાં પડળ વળી ગયાં છે, એના હાથમાં સમકીતં જેવો પ્રદીપ આપો તો યે તે હાથમાં લેવાનો નહિ. આ પરદેશી રાજાને પણ મિથ્યાત્વના પડળ વળી ગયાં છે, એટલે એ સત્ય માર્ગને જોઇ શકતો નથી. ક્રિયાવાદી એમ કહે છે, કે ક્રિયા કરો, ક્રિયા કરો, બીજું કશું કરવાની જરૂર નથી. અક્રિયાવાદી કહે છે, કે પુણ્ય, પાપ વગેરે કશુ યે નથી; શા માટે આપણે બ્રહ્મચર્ય, સદાચાર વગેરે પાળીને મરી જવુ? બંધુઓ! પ્રભુદેવ શું બતાવે છે તે વિચારો. પુણ્ય, પાપ વગેરે છે, માટે આપણે બ્રહ્મચર્ય, સદાચાર વગેરેનું પાલન કરવુ જોઇએ. શરીરની કાન્તિ વધારવી હોય, શરીરને બળવાન બનાવવુ હોય તો બ્રહ્મચર્યનું પાલન કરો. નૈષ્ઠિક બ્રહ્મચર્ય સિવાય સુંદર બની શકાય તેમ નથી. માટે સર્વ પ્રકારના વિષયોનો ત્યાગ કરો. વર્તમાનને સુધારીને પરભવ સુધારો. આ બધુ અક્રિયાવાદી સ્વીકારતો નથી. જે જે મતો નીકળ્યા છે, તે તે ભગવાન ઋષભદેવના વારામાથી નીકળ્યા છે.

નાસ્તિક એવા પરદેશી રાજાની વાત ચાલે છે. તે કાળે અમલકંપા નામની નગરી હતી. શાસ્ત્રકારો આ નગરીનું વર્ણન શા માટે કરે છે તે જાણો છો? તમને શંકા થશે, કે નગરીનું વર્ણન કરવાની વળી શી જરૂર હતી? જરૂર છે. શાસ્ત્રકારોની વાણી અર્થ-

યુક્ત હોય. શાસ્ત્રકારો તુચ્છ વસ્તુઓનું વર્ણન ન કરે. આ નગરીમાં મહાન ધુરંધર તીર્થંકર ભગવાન પધારવાના છે. એમાં ચૌદ ચૌદ તો પોળો હતી. અને નગરી કેવી ભાગ્યશાળી કે ભગવાન મહાવીરે ત્યાં ચૌદ ચૌદ ચાતુર્માસ કર્યાં. એ નગરી સત્તાવીશ પ્રકારના 'વવા'થી શોભે છે. એ સત્તાવીશ 'વવા' વિષે આ પ્રમાણે શ્લોક છે:

**वापी वप्र विहार वर्ण वनिता वाग्मी वनं वाटिका ।**
**वैद्यो ब्राह्मण वारि वादी विबुधो वेश्या वणिक् वाहिनी ॥**
**विद्या वीर विवेक वित्त विनयो वाचंयमा वल्लिका ।**
**वस्त्रं वारण वाजि वेशरवरं राज्यं वर्वैः शोभते ॥**

જે નગરીમાં વાવ હોય તે નગરી શોભે, જે નગરીની આસ-પાસ ટેકરીઓ હોય અને વિહારો હોય તે નગરી શોભે, જે નગરીમાં અઢાર પ્રકારના વર્ણ હોય, સ્ત્રીઓ હોય, સદ્વચન બોલનારા પુરુષો હોય, ફળ-ફૂલ હોય, વૈદ્યો હોય, વારિ હોય, પંડિતો હોય, વેશ્યાઓ હોય, વાણીયાઓ હોય, પાલખીઓ હોય, વિદ્વાનો ને વીરો હોય, વિવેકી ને વિનયી પુરૂષો હોય, વિત્તવાળા જનો હોય, સાધુઓ હોય, વેલો હોય, વસ્ત્રો હોય, હાથી, ઘોડાઓ હોય–તે નગર સત્તાવીશ પ્રકારના 'વવા'થી શોભે છે એમ કહેવાય. આ દ્રવ્ય નગરીની વાત થઈ. ભગવાન કહે છે કે આ તો જ્ઞેય પદાર્થ છે, ઉપાદેય નથી. જ્ઞેય એટલે જાણવા જેવું. તમને પણ તમે જે નગરીમાં રહો છો તેનું જ્ઞાન હોવું જોઇએ; કારણ, આપણે આવી નગરીમાં એક વાર નહિ પણ અનેક વાર ઉત્પન્ન થયા છીએ અને અનંત કાળથી તેની સાથે સગપણ સાધેલું છે. એ ભાવના પાછી ખેંચવા માટે ખગોળ અને ભૂગોળ તમને બતાવીએ છીએ. કારણ, અવ્રતની ક્રિયા તો ચાલી જ આવે છે. હવે હેય, જ્ઞેય અને ઉપાદેય શું છે તે જોઇએ. હેય એટલે ત્યજવા યોગ્ય, જ્ઞેય એટલે જાણવા યોગ્ય અને ઉપાદેય એટલે આચરવા યોગ્ય. બીજી રીતે જોઇએ તો ત્રણ સ્થિતિ છે: ઉત્પન્ન થવું, નાશ પામવું અને નિયત

રૂપે કાયમ રહેવું. આમાં ઉત્પત્તિ અને નાશ પર્યાયથી થાય છે, પણ ધ્રુવ વસ્તુ કાયમ રહે છે.

શાસ્ત્રકારો કહે છે કે જેમ દ્રવ્ય નગરી સત્તાવીશ 'વવા'થી શોભે છે, તેમ ભાવ નગરી એટલે કે તમારો આત્મા સાત પ્રકારના 'વવા'થી શોભે છે. જ્યાં સુધી ભાવ નગરીની શોભા ન વધે ત્યાં સુધી આપણો માનવ અવતાર શોભે નહિ. આ સાત 'વવા' કયા કયા તે જોઇએ. પહેલો વ તે વિનય. વિનય વિના તો આત્માની શોભા વધે નહિ. બીજો વ તે વિદ્યા. વિદ્યા ગમે તેટલી ભણો પણ જો ત્રીજો વ એટલે કે વિવેક ન હોય તો બધુ જ્ઞાન વ્યર્થ. માટે જ, ભગવાન કહે છે, કે જો જ્ઞાન ન હોય તો હિતાહિતનો વિવેક ન થાય. મામૂલીમાં મામૂલી વિદ્યાની પ્રાપ્તિ માટે પણ વિનયની જરૂર છે. આ વાત સમજાવવા મહારાજા શ્રેણિકનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. શ્રેણિકના બગીચામાં એક આંબાનું ઝાડ હતુ. બધા આંબા જ્યારે ઋતુમાં ફળે ત્યારે આ આંબો કમોસમે ફળતો. આ બગીચાનો રખેવાળ કોઇ ચાંડાલ હતો. તેની સ્ત્રીને કેરી ખાવાનો દોહદ ઉત્પન્ન થાય છે. અકાળે કેરી ક્યાંથી મળે એ ચિંતાથી સ્ત્રી દુર્બલ બને છે. કહ્યું છે કે—

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ને વાન,
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

કવિ કહે છે તેમ જેના શરીરમાં ચિંતાનો પ્રવેશ થાય છે તેનું શરીર વિના અગ્નિએ બળી જાય છે. ગમે તેવુ રૂપ હોય, ડહાપણ હોય, તે પણ ચિંતાથી નાશ પામે છે. ચિંતાને ચિતા સાથે સરખાવી છે તે બરાબર જ છે. બન્ને શરીરને બાળીને રાખ કરી નાખે છે. આ બાઇ પણ ચિંતાથી બળી રહી છે. તેની આવી દશા જોઇ પેલો ચાંડાલ તેને પૂછે છે, "તું આમ સુકાતી કેમ જાય છે?" બંધુઓ! પત્ની દુર્બળ બને કે સુકાઇ જાય તો તમને ચિંતા થાય છે, પણ સિંહ જેવો આ આત્મા કર્મને સંગે દુર્બળ બની ગયો છે તેની ચિંતા કોઈ દિવસ થઇ છે ખરી? કોઇ કહેશે, કે સ્ત્રી ન હોય તો રાંધે કોણ?

સ્રીની જેટલી કિંમત આંકો છો તેટલી આત્માની આંકી છે ખરી ? હવે પેલી બાઇ જવાબમાં કહે છે, "નાથ, મને કેરી ખાવાની ઇચ્છા થઇ છે; પણ આ કઋતુમાં એ ક્યાથી મળે ?" ચાંડાલ કહે છે, "અરે ! એમાં ગભરાય છે શાની ? રાજાના બગીચામાં કમોસમે પણ કેરી પાકે છે, માટે ચિંતા ન કર. હું તને ત્યાંથી કેરી લાવી આપીશ." સ્રી ઉત્સાહમાં આવી જઈ કહે છે, "જલદી લાવજો હાં ! જોજો, વાર લગાડતા !" ચાંડાલ કેરી લેવા તો જાય છે પણ વૃક્ષ બહુ ઊંચું છે. પહોચવું કેવી રીતે ? પણ એ મંત્રને જાણતો હતો. મંત્ર બોલી કેરીને વૃક્ષ પરથી ઉતારી પત્નીને આપી. આમ દરરોજ કરવા લાગ્યો. કેરી મળવાથી બાઈ હરખાઇ ગયાં. રાજાને કેરી ચોરાવાની ખબર નથી પડી ત્યાં સુધી તો બધું ઠીક છે, પણ જ્યારે તેને ખબર પડશે ત્યારે ચાંડાલના શું હાલ થશે ? બંધુઓ ! તમારી પણ સદ્દગુણરૂપી કેરીઓ ચોરાઇ રહી છે, માટે સાવધ બનો. હવે એક દિવસ રાજા ફરતાં ફરતાં બગીચામાં પેલા વૃક્ષ આગળ આવી ચડયો. આંબાને કેરી વગરનો જોતાં ધૂંવાંપૂવાં થઈ ગયો. મનમાં વિચાર કરે છે કે કેરીનો ચોરનાર કોણ હશે. એટલામાં અભયકુમાર પિતાને વંદન કરવા આવે છે, પણ પિતા કંઈ બોલતા નથી. કુમાર પૂછે છે, "આજે ઉદાસ કેમ છો ?" રાજા કહે છે, "અભય ! રખેવાળ છતાં બાગમાંથી કેરીઓ ચોરાઇ રહી છે. ચોરને શોધી કાઢો." અભયકુમાર બુદ્ધિના નિધાન છે. માતપિતાના પડયા બોલને તરત જ વધાવી લે છે. અભયકુમારે રખેવાળને પૂછ્યું, કે "રક્ષણ કરવા છતાં કેરીઓનું ભક્ષણ કોણ કરી રહ્યું છે ?" પણ રખેવાળ શું જવાબ આપે ? તેનો ગભરાટ જોઈ કુમારે અનુમાન કર્યું કે આજ ચોર હોવો જોઇએ. તેને પકડીને તે રાજા પાસે લઇ ગયા. રાજાએ પૂછ્યું. "બોલ, કેરી કેમ ચોરી ? સાચું કહેજે, નહિ તો મારી નાખીશ." રખેવાળે બધી વાત વિગતે કહી. રાજાને મંત્ર શીખવાનો મોહ લાગ્યો. સિંહાસન પર બેઠાં બેઠાં રાજા શ્રેણિક મંત્ર શીખે છે. પચીસ વાર મંત્ર બોલાવ્યો પણ રાજાને

આવડે જ નહિ. ત્યારે રાજાએ અભયકુમારને કહ્યું, "અભય, મંત્ર ગોખી ગોખીને મરી ગયો પણ આવડતો જ નથી." ત્યારે અભયે કહ્યું, "પિતાજી, વિનય વિના વિદ્યા ન વરે. તમારે ચાંડાલ પાસેથી મંત્ર લેવો છે, માટે પહેલાં એનો સત્કાર કરો." રાજા સિંહાસન પરથી ઊતરી હેઠા બેઠા અને ચાંડાલને ઉપર બેસાડયો. બસ, તરત જ રાજાને મંત્ર આવડી ગયો. કહેવાનું તાત્પર્ય એ છે, કે વિનય વિના જ્ઞાન પ્રાપ્ત ન થાય. માટે જેને મોક્ષનું જ્ઞાન પ્રાપ્ત કરવું છે તેણે તો અરિહંત, સિદ્ધ, આચાર્ય, સાધુ-સાધ્વી વગેરેનું બહુમાન કરવું જોઇએ. આ જગતમાં મોટામાં મોટું વશીકરણ જો કોઇ હોય તો તે વિનય છે. માટે જો તમારે આત્મનગરીની શોભા વધારવી હોય તો વિનયવાન બનો. ઉત્તરાધ્યયન સૂત્રનું પહેલું અધ્યયન વિનયથી જ ભરેલું છે. માટે પ્રત્યેક પ્રત્યે વિનયી બનો. વિનયવાન શિષ્ય હોય તો ગુરુને પ્રેમના ફુવારા છૂટે. પરણનાર સ્ત્રી પુરુષ જેમ અગ્નિની સાક્ષીએ ફેરા ફરે છે તેમ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરનારને ગુરુ પ્રત્યેનો વિનય રૂપી અગ્નિ પહેલાં જોઇશે. ગમે તેટલું ભણવા છતાં જો વિનય ન હોય તો ભણેલું બધું પાણીમાં. વિનય પછી બીજો 'વવો' વિદ્યા. વિનય વિના વિદ્યા ન શોભે. વિદ્યા પણ વિવેક વિના ન શોભે અને વિવેક વિચાર વિના ન શોભે. વિચાર પછી આવે છે વાણી. વાણી એવી હોય કે વગર વિચાર્યે ન નીકળે. કર્મને તોડવાના રસ્તા ચાર પ્રકારની ભાષામાથી નીકળે છે. તેમાં બે ભાષાનો ઉપયોગ કરવો. વાણી સત્ય હોય છતાં પણ જો બીજાને નુકસાન કરે તેવી હોય તો તેને હિંસામય જાણવી. જેવુ બોલો તેવું પાળો. જો પાળવાની શક્તિ હોય નહિ તો બોલતા નહિ. વચનની ઘણી જ કિંમત છે. માટે વચનની કિંમત રાખતાં શીખો. જેને વચન ઉપર વિશ્વાસ છે તે જ છેલ્લા 'વવા' વિજયને વરી શકે છે. જે વિજયને વરે તે જ ભગવાન બની શકે છે. જો આત્માને ભગવાન બનાવવો હોય તો વિજયને વરો. આ અમલકંપા નગરી સત્તાવીશ 'વવા'થી શોભે છે.

---

## વ્યાખ્યાન ૩ જું

[ મંગળવાર, અષાડ સુદી ૯ ]

દરેક મુમુક્ષુએ સૂત્ર સાંભળતાં પોતાની ભૂલોને સુધારવી જોઇએ. જે ભૂલને સુધારે છે તે જ પોતાની વૃત્તિને સ્થિર કરી શકે છે. અનંત કાળથી 'દેહ તે હું જ છું' એવા દેહાધ્યાસથી ગ્રસ્ત થઇને આપણે દેહને સુખી કરવાના પ્રયત્નો કરી રહ્યા છીએ. એમાં ને એમાં જ આયુષ્ય પૂરું થઇ જાય છે. દેહ અને આત્મા જુદા છે એ વાત સમજાય એટલે જીવન પલટાઇ જાય. 'જેનાં મૂળ કાચાં તેનાં ડાળ-પાંદડાં કાચાં'-એ ન્યાયે 'જેની શ્રદ્ધા કાચી તેની ધર્મકરણી પણ કાચી'. અત્યાર સુધી શ્રદ્ધા વિના જ કરણી કરી છે એટલે તો સંસાર ઊભો છે. પક્ષીને ઊડવા માટે કઠણ જમીન વધારે અનુકૂળ આવે છે, પોચી જમીન પરથી તે સહેલાઇથી ઊડી શકતું નથી. તેમ જ, હે આત્માઓ, જો તમારે ઊંચે જવું હોય તો તમારી શ્રદ્ધાને મજબૂત બનાવજો. પ્રભુજી મનને સુંદર બનાવવા માટે સૂયગડાંગ સૂત્રના પહેલા જ અધ્યયનની પહેલી ગાથામાં કહે છે કે—

**बुज्झिजत्ति तिउट्टिज्जा बन्धणं परिजाणिया ।**
**किमाह बन्धणं वीरो किंवा जाणं तिउट्टई ॥**

શિષ્ય પ્રશ્ન પૂછે છે, "હે ગુરુદેવ! જાણવું શું અને તોડવું શું" ગુરુદેવ દૃષ્ટાંત આપી શિષ્યને સમજાવે છે. પાંજરામાં પુરાયેલા પક્ષીમાં ઊડવાની શક્તિ નથી એમ તો કોઇ ન જ કહે; તેવી જ રીતે, આત્માનો સ્વભાવ ઊર્ધ્વ ગતિનો છે. આત્માનો સ્વભાવ અગુરુ લઘુ છે. તો પછી તમે ગુરુલઘુ થઇને કેમ બેઠા છો? કર્મના આશ્રયે આત્મા ગુરુલઘુ થઇ ગયો છે, પણ વાસ્તવમાં તો અગુરુલઘુ જ છે; અબંધક જ છે. ભગવતી સૂત્રમાં ગૌતમ ગણધરજી શ્રીહજૂરને પ્રશ્ન કરે છે, "નાથ! બંધન કેટલા પ્રકારનાં છે?" ભગવાન કહે છે, "બંધન બે પ્રકારનાં છે: રાગ અને દ્વેષ—આ બે બંધન છે. જે બંધનના સ્વરૂપને

જાણે તે જ બંધનને તોડી શકે." સર્વ પ્રથમ તો નિશ્ચય કરવો પડશે, કે આ આત્મા અબંધક છે, પણ કર્મના પાશથી બંધાયેલો છે. આવું જાણે તે જ છૂટવાનો ઉપાય કરે. પણ જે પોતાને બંધાયેલો જ ન માનતો હોય તે વળી છૂટવાના ઉપાય કોઇ જ દહાડો કરવાનો હતો ખરો? માટે પોતાના સ્વરૂપને ઓળખતાં શીખો. એટલું થયું એટલે મોક્ષ. જન શાસનમાં આ શૂર ભરેલું છે. જાણો અને કર્મના પાશને તોડો.

જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમુ, શ્રી સદ્ગુરુ ભગવંત.

જેને આ સ્વરૂપ સમજાયું નથી તે અનંત દુઃખને પામે છે. જેણે આ સ્વરૂપ સમજાવ્યું છે તેને-શ્રી સદ્ગુરુને હું નમસ્કાર કરું છું. ભૂખ લાગી હોય ત્યારે જ જમવામાં આનંદ આવે છે. ભૂખ વિના વિના ગમે તેટલાં મિષ્ટાન્ન ખાઇએ પણ મીઠાં ન લાગે. માટે ભૂખ કેળવો; રુચિને જગાડો. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, અશુભ યોગ વગેરેથી જે ભરેલા હશે તે જ આ સ્વાદ લેવામાં નિષ્ફળ જશે. માટે સમજો. આ બંધનો તોડવાનો ઉપાય આપણે કરવો પડશે. કેટલાય જીવો જબ્બરદસ્ત ઉપાય કરીને નવ ગ્રૈવેયકમાં ૩૧ સાગરના આયુષ્યે ઉત્પન્ન થાય છે. એક વાર નહિ પણ અનંત વાર જઇ આવ્યા છે. ત્યાં કોણ જાય? જૈનના સાધુ. આરાધક સાધુ ક્યાં સુધી જાય? પહેલા દેવલોકે, ઉત્કૃષ્ટ સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જાય. વિરાધક સાધુ ને ભવનપતિ ઉત્કૃષ્ટ પહેલા દેવલોક સુધી જાય. નવ ગ્રૈવેયકમાં જનારની કરણી ઉત્કૃષ્ટ હોય છે. ચારિત્ર લઇને છ છ માસ સુધી ઉપવાસ કરે. ઉપવાસ કરીને શરીરને કૃશ કરી નાખે. કોઈ દ્વેષી પુરુષ તેના શરીરની ચામડી ઉતારીને ક્ષાર છાંટે તો યે કંઇ થાય નહિ. આકરાં તપથી કષાયોને ઉપશાંત કરે છતા ઉપશમ ભાવ ન હોય; કારણ કે ઉપશમ ભાવ તો સમકીતના ઘરનો છે. કષાયને ઉપશાંત કરીને ઘણા આત્માઓ જઇ આવ્યા, અભવી આત્માઓ પણ જઈ આવ્યા, પણ ગ્રંથિભેદ

કરી શકે નહિ. સમકીતની પ્રાપ્તિ વિના આ આત્માઓને સંસારની અદ્દર પરિભ્રમણુ કરવાનું રહે છે. સમ્યક્ત્વ વિના કરણી મોક્ષને લાયક બનતી નથી; પણુ મોક્ષની લાયકાત મેળવવા માટે દ્રવ્ય કરણીનો વિચ્છેદ કરશો નહિ; કારણુ કે સમ્યગ્‌દર્શન પ્રાપ્ત કરવા પહેલાં અનાદિ અનંત કાળથી રખડતો આત્મા અંતે યથાપવતી સુધી તો આવે છે. દ્રવ્યકરણીથી તે કર્મના બોજાને કાપે છે. જે જીવો ઘણો કાદવ ઉલેચે છે તે જીવો મિથ્યાત્વ ભાવમાં કાઢે છે. જ્યાં સુધી આત્મા પાપ-પુણ્યના સ્વરૂપને નહિ સમજે ત્યાં સુધી તે હીરો મેળવી નહિ શકે. ધારો કે એક હીરો સો મણુ કાદવ નીચે દટાઇને પડ્યો છે; તમે કાદવ પાસે જાવ છો અને કહો છો, "હીરા, નીકળ, બહાર નીકળ." શું બોલ્યે હીરો નીકળે ખરો ? એને બહાર કાઢવો હોય તો હાથમાં પાવડો લેવો પડે અને ઉલેચવાનુ શરૂ કરવું પડે. પણુ જો કોઇ ઉલેચતાં ઉલેચતાં થાકી જાય તો તેને હીરો ન મળે. આ તો દ્રવ્યની વાત થઇ. આ જ દૃષ્ટાંત ભાવને પણુ લાગુ પડે છે. આપણો આત્મા હીરા કરતાં કયાંયે કિંમતી છે. એ કર્મના કાદવમાં એવો દટાઇ ગયો છે કે તે પોતાના સ્વરૂપને પ્રકાશી શકતો નથી. એને બહાર કાઢવો હોય તો સંયમ અને તપ રૂપી પાવડો હાથમાં લેવો પડશે; ઉલેચવાનું શરૂ કરવું પડશે. પણુ ઉલેચતાં ઉલેચતાં ભૂતકાળમાં કેટલીયે વાર થાક લાગ્યો છે. આ વખતે પણુ જો થાકી જવાશે તો રત્ન હાથમાં નહિ આવે. માટે થાકવાનું નથી. ઉલેચતાં રત્ન તો દેખાર્યું, પણુ ઉપર કાદવના થર બાઝી ગયા છે. પુરુષાર્થના બળે એ થરને ઉખેડવાના છે. પુરુષાર્થનો વિદ્યુત્‌પ્રવાહ મળી જાય તો ગ્રંથિભેદ થઈ જાય. આ તો જૈન શાસનનું મોંઘામાં મોંઘું ઝવેરાત છે. તામલી તાપસનુ દૃષ્ટાંત ભગવતી સૂત્રમાં આનું વિધાન બતાવે છે. તામલી તાપસની પદવી પ્રાપ્ત કર્યા પહેલાં એ કોણુ હતો તે જોઇએ. એ પણુ તમારા જેવો જ મનુષ્ય હતો, પણુ પૂર્વ પુણ્યના ઉદયે ધનસંપત્તિની તેને ખોટ ન હતી. તેણે વિચાર કર્યો, કે "પૂર્વે બાંધેલું પુણ્ય ખૂટી

જાય. માટે કંઈક કરું તો પામું." અરે, તમને કોઈ દિવસ વિચાર આવે છે ખરો કે આ સાહેબી તો પૂર્વના પુણ્યથી મળી, પણ એને ખલાસ થતાં વાર નહિ લાગે? પુણ્ય ખૂટતાં પાછા ભિખારીના ભિખારી જ રહેવાના. તમને તો એમ છે, કે—મળ્યું તે ભોગવી લઈએ, પછી જે થવાનું હશે તે થશે. પણ બધા તમારા વિચારના નથી હોતા. કેટલાક એવા પણ છે, જે ભાવિનો વિચાર કરે છે. રાતના સૂતાં સૂતાં પણ જાગે છે. તમે પણ જાગતા હશો અને ત્રણ મનોરથોના વિચાર કરતા હશો. તમારા ત્રણ મનોરથો એટલે ધન, કુટુંબ અને પરિવાર. પણ આ તામલી તાપસે શું વિચાર કર્યો તે જાણો છો? તે વિચારે છે, કે "ક્યારે સવાર પડે અને દીકરાને ભાર સોંપી તાપસની પરિવ્રજ્યા અંગીકાર કરું!" સવાર થયું. દીકરાને ભાર સોંપી તાપસની પરિવ્રજ્યા અંગીકાર કરી. કરી તો ખરી પણ માસ માસખમણના પારણે એકવીસ વાર ચોખા ધોઈને એનું પાણી પીએ છે; પણ પ્રભુ તેને અકામ નિર્જરા થાય છે એમ કહે છે. આત્મા સમયે સમયે સાત–આઠ કર્મ બાંધી રહ્યો છે, પણ જો કર્મને છોડે નહિ તો તેના ઢગના ઢગ થઈ જાય. પણ કર્મ પ્રવાહ રૂપે જાય છે. જેમ પર્વત પરથી પડતો પાણીનો પ્રવાહ એક જ રૂપે ચાલી રહે છે, તેમ કર્મની ધારા ચાલુ જ રહે છે. આત્મા અકામ નિર્જરાએ જૂનાં કર્મને કાઢે છે, અને આ આશ્રવદ્વારા કર્મનો પ્રવાહ આવ્યા જ કરે છે. તો આ રીતે કાઢે છે અને ગ્રહે છે. આત્મારૂપી સરોવરમાં જઘન્ય પ્રકારે અને ઉત્કૃષ્ટ પ્રકારે એવા પ્રવાહ આવ્યા જ કરે છે. તેને સંયમથી બંધ કરી શકાય. સંયમથી આવતાં કર્મ બંધ થાય અને તપ વડે જૂનાં કર્મને ખપાવી દેવાય. કર્મ ખપાવવા માટે એટલું લક્ષમાં રાખવું પડશે, કે "હું માનવભવના મોભારે આવ્યો છું, તો જલદી ઊડી જાઉં." ઊડવા માટે રાણી કમળાવતી ઇક્ષુકાર રાજાને કહે છે:

**मरिहिसि रायं जया तया वा मणोरमे कामगुणे पहाय।**
**एक्को हु धम्मो नरदेव ताणं न विज्जई अन्नमिहेह किंचि॥**

"હે રાજા, જ્યારે તારું મરણ પાસે આવશે ત્યારે જે કામભોગને તેં મનોરમ માન્યા છે તેનો તારે ત્યાગ કરવો પડશે." જો તમારી કમળાવતી આ સમજાવે તો આ ચાતુર્માસમાં પણ માંડવડા રોપી દઈએ. "હે નાથ, એક ધર્મ જ તમારું ત્રાણ છે, શરણ છે, બીજું કોઈ નહિ." જે વખતે આ સત્ય સમજાશે તે વખતે તમારી રોનક બદલાઇ જશે. ધર્મ સિવાય બીજું કંઇ તમને છોડાવે તેમ નથી. માટે બહાદુર બનો. જે હોંશે હોંશે છોડે તે બહાદુર, બાકી આમ પણ આખરે તો છોડવું જ પડશે. ઊભાઊભા નહિ છોડો તો આડા પડીને પણ છોડવું પડશે. માટે એ કાઢે ને નીકળવું પડે તેના કરતાં પહેલાંથી જ અહીં આવી જાઓ. સમજો. જે સ્ત્રી ક્ષણનો વિયોગ સહન ન કરી શકતી તે પણ શું કહે છે? લઈ જાઓ, જલદી લઇ જાઓ. માટે ચેતો, ભવના ભુક્કા કરો અને ભગવાનના ભેટા કરો. શ્રમણ ભગવાન મહાવીર ગામથી ગામ વિચરતા વિચરતા અંબશાલ નામના ઉદ્યાનમાં પધાર્યા છે. તીર્થંકર ભગવાનના ઉતારા પ્રાયઃ યક્ષના યક્ષાયતન પાસે થતા તેમાંય કારણ હતું; પણ એ કહેવાનો અત્યારે અવસર નથી. એની વાત અવસર આવ્યે. ભૂમિ સાફ ન હોય તો રંગ ઓપે નહિ, માટે ભૂમિ સાફ કરીને તમને રંગ ચડાવવો છે. રંગ વિના આત્મા ઓપે નહિ. ચિત્ર દોરવા પહેલાં જેમ ચિત્રકારને ભીંતને સાફ કરી મુલાયમ કરવી પડે છે તેમ અમારે ઉપદેશરૂપી પાણી અને વૈરાગ્યરૂપી સાબુ વડે તમારી હૃદયરૂપી ભૂમિકા સાફ અને મુલાયમ કરવાની છે. તમે સાફ થઇને આવજો, કારણ ગ્રંથિભેદ રૂપી ઓપરેશન કરવાનું છે. ઓપરેશન કરતાં તમને ઓજાર લાગી ન જાય માટે વૈરાગ્ય રૂપી ક્લોરોફોર્મ સુંઘાડવું પડશે. તૈયાર થઇને આવ્યા છો ને?

---

# વ્યાખ્યાન ૪ થું

[ બુધવાર, અષાડ સુદી ૧૦ ]

## શ્રદ્ધા પરમ દુર્લભ છે

નાથે સિદ્ધાંત પરૂપ્યા. રાયપસેણી સૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

ગણધર મહારાજ કહે છે, કે જ્યાં સુધી તમે તમારા સ્વરૂપને ઓળખ્યું નહિ ત્યાં સુધી તમારી મહેનત લેખે નહિ લાગે. જેણે સ્વરૂપને ઓળખ્યું તે મોક્ષની સીડી પર ચડી ગયા. ભગવાન સુધર્મ ગણધરજી કહે છે, કે જે વખતે ચોથો આરો હતો તે વખતે અમલકંપા નામે એક નગરી હતી. તે નગરી ઋદ્ધિસિદ્ધિથી ભરપૂર હતી. તે નગરીની બહાર ઇશાન ખૂણામાં આમ્રશાલ નામનું એક ઘણું જ પુરાણું ઉદ્યાન હતું તેમાં એક દેવળ હતું. તેની અંદર યક્ષની મૂર્તિ હતી. તેની પાસે એક અશોકનુ વૃક્ષ હતું. અશોક એટલે શોકરહિત. ત્યાં પૃથ્વીશિલા પટ્ટ છે. તેનુ વર્ણન જીવાભિગમ સૂત્રમાં આપેલુ છે. જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં પણ એનું વર્ણન આપેલું છે. એ અમલકંપા નગરીનો રાજા શ્વેત હતો. હે આત્માઓ, તમારી દેહનગરીનો આત્મા પણ શ્વેત છે, પણ તે કાળો કેમ થઈ ગયો ? કર્મની કાલિમાથી તે કાળો દેખાય છે. કોલસો કાળો છે, તેને સો મણ સાબુથી ધુઓ તોય શ્વેત થવાનો નથી. પણ એ જ કોલસો જ્યારે અગ્નિમા બળે છે ત્યારે રાખ થઈ જાય છે અને તેનું કાળાપણું ચાલ્યું જાય છે. એ ન્યાયે આત્મા પર કર્મરૂપી પુદ્ગલોનો જ્યારે લેપ ચડે છે, ત્યારે અજ્ઞાનીને તેનુ શ્વેત રૂપ દેખાતું નથી. કોલસામાં કાળાપણુ છે. તે ઉપરાત તેનામાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, સ્પર્શ ઇત્યાદિ છે. જો તેમ ન હોય તો અગ્નિમાં નાખ્યે તે ધોળાશ પકડે નહિ. આત્મામાં ગંધ, રસ, સ્પર્શ, રૂપ કે શબ્દ નથી. આ આત્માને તમે સો મણ કોલસે બાળો તો ય તેનું મૂળ સ્વરૂપ બળે નહિ. છતાં પણ કર્મરૂપી કોલસાની કાળાશ આત્માને વળગી જાય છે. માટે કર્મરૂપી કોલસાને તપ–ત્યાગરૂપી અગ્નિમાં

બાળતા જાઓ. કર્મ બળીને ખાક થઈ જશે. જેમ જેમ કર્મ બળતાં જશે તેમ તેમ આત્મા શ્વેત થતો જશે. જેમ આ રાજા દ્રવ્યે શ્વેત છે તેમ ભાવે શ્વેત કરવા માટે ભગવાન આ નગરીમાં પધાર્યા છે. રાજા અને રાણી શ્વેત બનવા માટે ભગવાનની પાસે જશે. ઉદ્યાનમાં ભગવાન મહાવીર બિરાજે છે. પાસે જ યક્ષાયતન છે. લોકો તેને દેવ તરીકે માને છે. યક્ષ લાખો માણસોને એમ મનાવતો હતો, કે "સ્ત્રી, પુત્ર, ધન વગેરે તમને હું આપું છું, તેથી તમે મારી પ્રાર્થના કરો, પૂજા કરો." તે સમયે સ્ત્રીઓમાં અજ્ઞાનનું પ્રમાણ વધારે હોવાથી ત્યાં તેઓ ટોળે મળીને જતી. આજે પણ કુટુંબની રક્ષા માટે નાગ પંચમી, શીતળા સાતમ વગેરેના મિથ્યાત્વને ક્યાં તમે સેવી નથી રહ્યાં? લોકો અજ્ઞાનને લઇને જડ જેવા થઇ ગયા હતા. એ અજ્ઞાનની જડ કાઢવા માટે તીર્થંકર મહારાજનો ઉતારો ત્યાં થયો હતો. ચિત્ત અને સંભૂતના અધ્યયનમાં કહ્યું છે કે—

**महत्थरूवा वयणप्पभूया गाहाणुगीया नरसंघमज्झे ।**
**जं भिक्खुणो सीलगुणोववेया इहं जयन्ते समणो मि जाओ ॥**

ચિત્તમુનિ સંભૂતને કહે છે કે, "ભાઇ !

નવીન શ્લોક કડી શ્રવણે સુણી,
ભવનિધિ તરતાં કંઇ પ્રાણીઓ,
પરમ યોગી કનેથી જ સાંભળી,
વિરતિ ભાવ સ્વ અન્તર ઉપસ્યો."

મેં સદ્ગુરુ પાસેથી જીવનસુધારણાની ચાવી મેળવી. એ અલૌકિક ચાવીના પ્રતાપે મારા અતરના પટ ખૂલી ગયા. તમારે પણ અંતરપટ ખોલવા છે ને ? તો લો, ભગવાનની વાણીની અપૂર્વ ચાવી આપીએ છીએ. એનો લેનારો ભડ હોવો જોઇએ.

હવે, તીર્થંકર મહારાજનો ઉતારો ઉદ્યાનમાં છે એ સાંભળી લોકોનાં ટોળેટોળાં ત્યાં ઊભરાવા લાગ્યાં. તેમને સંબોધતાં પ્રભુજીએ કહ્યું, કે "હે જીવો ! સ્ત્રી, કુટુંબ, પરિવાર તમને કોઈ આપતું

